SAHITYASETU

ISSN: 2249-2372

A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# Index - અનુક્રમણિકા

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

## Editorial – સંપાદકીય

વિક્રમ સંવત્ 2068નું વર્ષ આપણા સૌ માટે, સમસ્ત જીવસૃષ્ટિ માટે મંગલમય નીવડે એવી કામના વ્યક્ત કરવા સાથે સૌને શુભેચ્છાઓ પાઠવીએ છીએ.

સાહિત્યસેતુ– ઓન લાઈન મેગેઝિન એના છ અંકો સાથે એનું પ્રથમ વર્ષ પૂર્ણ કરે છે, કાળખંડની રીતે એક નાનકડી, ભૂલી જવાય એવી ઘટનાથી વિશેષ કંઈ ન ગણાય. પણ એવું નથી. વર્ષ પહેલાના કોઈ એક દિવસે, કોઈ એક પળે સૂઝેલું આ નામ ક્રમશઃ કશીક ઘટનારૂપ બને, બીજી એનેક ઘટનાઓના નિર્માણને પ્રેરે, ગુજરાતના નામી, અનામી લેખકોના ચિત્તમાં એ કશાક સ્પંદનો સર્જે ને પરિણામરૂપ કશુંક સર્જન નીપજી આવે..., કોઈ વાચકના ચિત્તમાં એ રચના ક્લિક કરી જાય, એની થોડી પળોને આનંદમય બનાવી દે, કશીક અવર્ણનિય અનુભૂતિ કરાવવામાં નિમિત્ત બને એનાથી મોટી ખુશી કઈ હોઈ શકે....?

અહીં પ્રકાશિત થયેલી સર્જનાત્મક રચનાઓ ઉપરાન્ત અનુદિત રચનાઓએ વાચકોને મજા કરાવી છે. ગુજરાતના અગ્રણી સર્જક અને એવા જ પ્રસિદ્ધ વિવેચક ડૉ. સુમન શાહ રોજનીશી, આત્મકથા, રેખાચિત્રો જેવા સાહિત્યની સીમાઓ પાસે બેઠેલા સ્વરૂપોમાં કળાસ્વરૂપોના મુકાબલે ઓછા પસંદ કરતા હોવા છતાં સાહિત્યસેતુના આગ્રહને ધ્યાનમાં લઈને નિયમિત રીતે પોતાની રોજનીશીના પાનાંઓ પ્રકાશિત કરવાની અનુમતિ આપી, – જાત સાથે વાત– કરતા રહ્યાં ને વાચકો એમને પસંદ કરતાં રહ્યાં એ અમારા માટે આનંદની ઘટના છે. ઘણાં યુવા પેઢીના ગઝલકારો, વાર્તાકારોએ આ વર્ષે અમારા અંકને શોભાવ્યાં છે.

ખાસ કરીને આસ્વાદ લેખો, સમીક્ષાલેખો, વિવેચન અને સંશોધન વિભાગમાં પણ ઘણાં અધ્યાપકો, સંશોધકો, અને વિદ્યાર્થીઓએએ એમના અમુલ્ય યોગદાન દ્વારા સાહિત્યસેતુને વિદ્યાજગનમાં સ્થાન અપાવ્યું છે. સમયની સાથે એનો વ્યાપ વધતો જાય છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપન સાથે સંકળાયેલ સૌને એ વિભાગમાંથી ઉપયોગી નીવડે તેવા લેખો પ્રકાશિત કરવાનો પ્રયાસ અમારો રહેશે. નવા પ્રકાશિત થતાં પુસ્તકો વિશેની માહિતી ઉપરાન્ત એનો ટૂંકો પરીચય આપવાનો અમારો પ્રયાસ રહ્યો છે. વિવિધ પ્રકાશકોને પણ વિનંતી કરીએ છીએ કે આપના નવા પ્રકાશનોની માહિતી અમને પહોંચાડશો તો અમે વાચકો વચ્ચે સેતુ રચી આપવા પ્રયત્ન કરીશું. ગુજરાતી વાર્તાઓની આખી પરંપરામાંથી નીવડી આવેલી, વાચકો દ્વારા પોંખાયેલી અને કાળને વટોળીને લોકચિત્તમાં છાપ છોડનારી રચનાઓ વિશ્વભરમાં વસતા ગુજરાતીઓને અહીંથી ઉપલબ્ધ થાય એ માટે પણ અમે પ્રયાસ કરી રહ્યાં છીએ. એ અંગેના સૂચનો, વાર્તાઓના નામ, પ્રકાશન વિશેની વિગતો આપની પસંદગી મોકલશો તો અમે એ પૂરી કરવાનો પ્રયાસ કરીશું. આપને ગમતા લેખક, કવિ, કવિતાઓ, વાર્તાઓ, નિબંધની પસંદગી પણ અમને મોકલી શકો છો. એ ઉપરાન્ત આપ ઇચ્છો તો પસંદગીની રચનાઓ શ્રૃતિ ફોન્ટમાં ટાઈપ કરીને મોકલી આપશો તો એ એમના નામોલ્લેખ સાથે અહીં પ્રકાશિત કરવાનું આયોજન પણ વિચારી શકાય.

ગુજરાતી, હિન્દી શુદ્ધ સાહિત્યિક રચનાઓને પ્રકાશિત કરતાં ઈ–મેગેઝિનોની લિન્ક અહીંથી મળી શકે, ઇ–ગૃપ બની શકે તે માટે સક્રિય એવા નેટ–સેવી સાહિત્ય–કલા પ્રેમીઓને અમે આમંત્રિત કરીએ છીએ. આવો અને આપના જ્ઞાનનો લાભ વિશાળ વાચક વર્ગને આપો તેવી ઇચ્છા વ્યક્ત કરીએ છે.

આગામી સાહિત્યસેતુનો અંક– જાન્યુઆરી–ફેબ્રુઆરી 2012ને વિશેષાંકરૂપે પ્રકાશિત કરવાનું આયોજન છે. એ વિશેષાંકનો વિષય થોડાં સમયમાં અહીં પ્રગટ કરવામાં આવશે. ઉત્સુક લેખકો, કવિઓ, ચિત્રકારો, સમીક્ષકોને એ દિશામાં સક્રિય થવાની હાકલ કરીએ છીએ. આપ એને અનુરૂપ રચના મોકલી આપશો તેવી આશા રાખીએ છીએ.

---

**ડૉ. નરેશ શુક્લ**
**મુખ્ય સંપાદક**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

## રહ્યો–ના દેહ નિવાસી : પ્રવીણ બી. રાઠોડ

અવનિ પર કાયા મળી, માનવઘાટવાળી,
ધીમે પગલે ભૂંડે કરી, શિશ પર કરી સવારી,

ઘટ વિશે ફણિધર વસે, દંત વિષધારી
ફણિધરની ફૂંકે, રોમે રોમ ચીનગારી.

રગે રગે વહે લાવા ને જાંગે જાગે જ્વાલા,
આંખ થકી અંગારા ને ઉરે વધે ધબકારાં.

શ્રૃંગ ડોલાવી, ડોક ધૂણાવી, પગ પછાડી, પૂચ્છ ઉછાળી,
મહિષે આવી પીઠ બતાવી, તો કાયા કંપી સારી.

ઘટા–ઘનઘોર આભે છાયી, રાત કાજલ શી આઈ,
ત્યાં શ્વાન થયો સફાળો, ને પૂચ્છ પટપટાઈ.

જીહ્વાયે જડતા ધરી, ધરી ઈપ્સાએ ફીકાશ.
ચંદ્રએ ચંચલતા ત્યજી, ત્યજી મણિએ જ્યોત.

તન મહિ તૂટી નાડી, મહિષ પર પલાઠી વાળી,
હતો શ્વાન સંગાથી, રહ્યો –ના દેહ નિવાસી.

પ્રવીણ બી. રાઠોડ, અમદાવાદ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# ક્યાં સુધી ? : અનિલ ચાવડા

ઝાંઝવા રણ નદી, દ્વાર, ઘર ને ચરણ ક્યાં સુધી ?
એકના એક આપું હું ઉદાહરણ ક્યાં સુધી ?

બહુ ગણો તોય વૃક્ષ છે ત્યાં લગી, ને પછી ?
ડાળને આમ ફૂટ્યા જ કરશે પરણ ક્યાં સુધી ?

કોઈ બીજું હવે રૂપ ધારણ કરો હે કવિ !
જાતને ખોલવામાં ગઝલનું શરણ ક્યાં સુધી ?

કોચલા જેમ હું તોડતો રહું છું આ જાતને,
મારી પર મારું રે શે સતત આવરણ ક્યાં સુધી ?

આખરે તો બધી વારતાનો કશે અંત છે,
રામ,સીતા કે સોનાનું પીળું હરણ ક્યાં સુધી ?

**અનિલ ચાવડા, અમદાવાદ**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# કવિને... : ભાનુપ્રસાદ પુરાણી

કવિ તમે બંધ કરો લખવાનું
સર્જન કેરા શેર બજારે કંઈ નથી વળવાનું.
કવિ તમે બંધ કરો લખવાનું...
કવિ તમારી અકળ કવિતા ક્યાંય નથી સમજાતી,
જેને માટે લખો તમે, એ ક્યાંય નથી વંચાતી,
લખવાનો વાવર છોડીને રાખો મંદિર મળવાનું.
કવિ તમે બંધ કરો લખવાનું...
કવિ તમોને એમ હશે, કે હરખાશે ગુજરાતી,
મંદાક્રાંતા હરિગીત જે તમે લખ્યાં ઉપજાતિ,
આડું અવળું લખવું છોડી ભક્તિમાં રાખો ભળવાનું.
કવિ તમે બંધ કરો લખવાનું...

2

ઓછુંય પણ ના ચાલે, વધતુંય ન તો ચાલે,
જીવવું હશે જો અહીં તો, સદ્દતું જે, એટલું જ ચાલે.
ના માગણીથી માનીશ, ના લાગણીથી ચાલીશ,
સરખાં ભરીશ પગલાં, વહેવાર સરખો ચાલે.
સાકર થઈને મીઠો, વ્હાલો કદી ન થાતો,
તું ઝેર પીધે રાખીશ, શંકર બને ન ચાલે.
થાશે તને કે એવું, તો જીવવું કઈ પેરે?
જો આમ પણ ન ચાલે, ને તેમ પણ ન ચાલે.
આમ જ ચાલતી આવી દુનિયા યુગોથી એવી,
સત્યુગમાં જે ચાલ્યું, કળિયુગમાંય ચાલે.
તેથી જ કહું છું 'ભાનુ', વ્યાકુળ શીદને થાતો,
આમ જ સઘળું ચાલે, તેમ જ સઘળું ચાલે.

ભાનુપ્રસાદ પુરાણી, સેક્ટર નં. ૨–એ, પ્લોટ નં. ૧૦૩/૨, ગાંધીનગર. ફોન નં. ૨૩૨૨૫૦૨૬

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# સાધુ અને રણ : સ્વપ્નિલ મહેતા

સાધુજીનાં અંગેઅંગ કાંપતાં,
શ્વાસના ઊંટોના ઊંટો હાંફતા.
નજર નીચી રાખીને સાધુ પૂછે સવારમાં
કોણ અહીં હાજર અને કોણ થયું છે લા–પતા.
કણેકણ બોલી ઊઠ્યાઃ હા, અમે હાજર છીએ,
સાધુ બધુંયે સાંભળે, ઉત્તર કશો ના આપતા.
ભરબપ્પોરે રણ વચાળે સાધુ બહુ શાંત છે,
અંગેઅંગમાં શાતા રાખી એ નામ કોનું જાપતા?
સાંજના સાધુ પૂછે, એ પંખીઓ ક્યાં જાવ છો?
ને ભીતર એક ટહુકો થયો, ક્યા પતા, ક્યા પતા.
રાત્રીના ત્રીજા પહોરે સાધુ બહુ બેચેન છે
ઘડીએ ઘડીએ જાગવાનાં સપનાંઓ કેમ આવતાં!
સૂર્યના ઊગવાની પહેલાં એક ઘટના એ ઘટી
કંઈ સાધુ સૂઈ ગયા ને કંઈ થયા જાગતા.

સ્વપ્નિલ મહેતા, 950, શિવશક્તિ સોસાયટી, ગુજરાત હાઉસિંગ બોર્ડ, સેક્ટર નં. 27, ગાંધીનગર, મો. 9824006514

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# अपूर्ण : स्मिता मिश्रा

---

सब कहते हैं मैं अपूर्ण हूँ
स्वयं भी तो कहती हूँ
मैं अपूर्ण हूँ

अपूर्णता का कारण बस एक
जन्म न दे पाई एक भी पुत्र
तीन - तीन पुत्रियों की माँ
फिर भी अपूर्ण

सम्पूर्णता पुत्र देता है या
स्वस्थ सम्पूर्ण सोच

हम सोच से अपूर्ण हैं
तो कभी सम्पूर्ण नहीं बन पाएँगे
इसलिए मैं अपूर्ण हूँ |

---

**स्मिता मिश्रा, शोध एवं शिक्षण सहायक (हिंदी), मानविकी विद्यापीठ, इग्नू, नई दिल्ली - ६८ मोबा. ९७१७६८२२४९ Email - namaskarsmita@gmail.com**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# ઘંટડી : લાભુ લાવરિયા

એક કલ્પિત પુરાણકથા પ્રમાણે ઘંટ અને ઘંટડી વચ્ચે પતિ–પત્નીનો સંબંધ છે. ઘંટ બહાર રહે છે અને ઘંટડી અંદર. ઘંટનો અવાજ મોટો હોય છે અને ઘંટડીનો અવાજ નાનો. ઘંટ કરતાં ઘંટડીનું માન વધારે હોય. ઘંટનો અવાજ જેટલો મોટો છે એટલું મોટું એનું મહત્ત્વ નથી.

પણ ઘંટડીની તો વાત જ નિરાળી છે. 'મૃત્યુઘંટ' વગાડી શકાય પણ એની ઘંટડી કોઈ વગાડતું નથી. ઘંટડીને એવું કામ ફાવતું નથી. એની પાસે અદ્‌ભુત અદશ્ય શક્તિ છે. એનાથી ભલભલાને સીધા કરી શકાય છે. આખેઆખી બસ એના ઈશારે ચાલે છે. ગમે તેવા ગુમાની પટ્ટાવાળાને એનો અવાજ સાંભળીને એક વાર તો ઊભા થવું જ પડે છે. રૂપાના ઘંટડી જેવા નાદ વાળી નાયિકા ભલભલા નાયકોને વશ કરી લે છે. કોલેજોમાં એટલે જ તો ઘંટને બદલે ઘંટડી રાખવાનો ચાલ વધતો જાય છે. ઘંટડી વગાડવાથી ભગવાનને પ્રસન્ન કરી શકાય. ઘંટડી આપણને અને ભગવાનને બધાને સમયસર જગાડે. ફોનમાં પણ ઘંટડી વગાડીને જ સામી વ્યક્તિને સૂચિત કરી શકાય છે. દરવાજો ખોલવાનું કોઈને કહેવું હોય તો ઘંટડી દ્વારા જ કહી શકાય. ગામડાંમાં ગાય–ભેંસના ગળામાં ઘંટડી પહેરાવવામાં આવે છે. ઘંટને ઉદ્દેશીને ગાળો આપી શકાય, પણ ઘંટડી માટે એટલી બધી ગાળોનું નિર્માણ થયું નથી.

દેશી ભાષામાં ઘંટડી માટે ટોકરી કે ટંકોરી અને ઘંટ માટે ટોકરો કે ટંકોરો એવા શબ્દ પ્રચલિત છે. એનો ટન ટન એવો અવાજ કદાચ એના માટે જવાબદાર હશે. ઘંટડીમાં જાત જાતના અવાજ છે. ઘંટમાં એટલા બધા અવાજનું વૈવિધ્ય નથી. ઘંટડીના અવાજથી રડતું બાળક છાનું રહી જાય, પણ ઘંટનો અવાજ સૂતેલા બાળકને સફાળું જગાડી દે. પાવલો નામના એક મનોવૈજ્ઞાનિકે કૂતરા પાસે ઘંટડીની મદદથી લાળ પડાવી હતી. ઘંટડી ધીમા અવાજે પોતાનું ધાર્યું કામ કઢાવી લે છે. આ રીતે લાંબો વિચાર કરીએ તો એની જે લોક ઉપયોગિતા છે એની સાહિત્યએ ઝાઝી નોંધ લીધી નથી. એથી કંઈ એનું મહત્ત્વ ઘટી જતું નથી. વિજ્ઞાને તો એની નોંધ લીધી જ છે. એટલે તો થિયેટરો અને ટાઉન હોલ પર લાઇટથી ચાલતી ઘંટડી મૂકવામાં આવે છે. મોટી ઓફિસોમાં ઘંટડીના બદલે પક્ષીઓનો અવાજ અને મોબાઇલ ફોનમાં જાત જાતનાં ગીતો, વાદ્યો એ બધું આપણને ગળે ઊતરતું નથી. ઘંટડી વાગે તો જ ફોન આવ્યો એવું વાતાવરણ બંધાય છે.

'દિમાગમેં ઘંટી બજ ગઈ' એવા પ્રયોગોએ હિન્દી સિનેમાવાળાઓ પાસે એનો સ્વીકાર કરાવ્યો છે. એનું આધ્યાત્મિક મહત્ત્વ પણ છે. ઘંટડીનો અવાજ આપણા મનમાં ગજબની અનુભૂતિ જન્માવે છે. એના અવાજની અદામાં એક સ્ત્રીની કુશળતા, મૃદુતા અને સૌષ્ઠવ છે. હવે પછી ચિંતકોને વિનંતી કે આવા હાસ્યસભર અને આધ્યાત્મિક વિષય પર વધુ વિચારે અને એને સાહિત્યિક દરજ્જો અપાવે...

લાભુ લાવરિયા, જવાહર નવોદય વિદ્યાલય, ક્વાર્ટર નં. ૭, ઈશાદરા રોડ, ધ્રાંગધ્રા, જિ. સુરેન્દ્રનગર પીન કોડ નં. ૩૬ ૩૩ ૧૦. મોબાઈલ નં. ૯૪૨૭૫ ૫૦૨૮૮

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

## બાઉન્ટિનો બળવો (ભાગ–2 ) અનુ. જીગર શાહ

### બાઉન્ટિનો બળવો
### બચાવનૌકાની સફર

બાઉન્ટિના નિર્વાસિત કેપ્ટન, ઉચ્ચાધિકારીઓ અને નાવિકો એમ કુલ અઢાર જેટલા મુસાફરો અને તેમની સાથે સફર માટે અપૂરતો કહી શકાય તેટલા સાધન–સરંજામ સાથે નૌકા સાગરમાં આગળ વધી રહી. તેના નાવિકો અને સાધન સરંજામનું વજન નૌકા માટે ભારરૂપ બનતું હતું. દરિયાની સપાટીથી નૌકાની ઉપલી કોર માત્ર પંદર ઇંચ જેટલી જ બહાર રહેતી હતી. એકવીસ ફૂટ લાંબી અને છ ફૂટ પહોળી આ નૌકા જહાજની બચાવનૌકા કરીકે ટૂંકા પ્રવાસ માટે પૂરતી ગણી શકાય પરંતુ જે પ્રકારનો પ્રવાસ આ નાવિકોને ખેડવાનો હતો, તે માટે ખરેખર પડકારરૂપ પુરવાર થાય તેમ હતું.

નાવિકોને તેના કેપ્ટનની વડત અને હિંમતમાં પૂરતો વિશ્વાસ હતો. હોડીમાંના દરેકનો એક જ હતુ હતો, બની શકે એટલા જોરથી હલેસાં મારી નૌકાની નજીકના ટાપુ સુધી પહોંચાડવાનો.

જહાજ પર બનેલી ઘટનાનો કેપ્ટન બ્લિઘને કોઈ રંજ નહોતો. શરુઆતમાં થોડા ડરી ગયેલા કેપ્ટને પોતાની હિંમત પાછી મેળવી લીધી હતી. બની શકે તેટલી જડપથી તોફો ટાપુ પર પહોંચી જવાનો તેણે નિર્ધાર કર્યો. ટાપુની થોડા દિવસ પહેલાં જ તેમણે મુલાકાત લીધી હતી. આ ટાપુની મુલાકાત વખતે તેમણે બ્રેડ–ફ્રુટના રોપાઓ બાઉન્ટિ માટે મેળવ્યાં હતા. ત્યાં સરળતાથી ખોરાક અને પીવાના પાણીનો પૂરતો જથ્થો તેઓ મેળવી શકે તેમ હતું. ત્યાંથી જરૂરી પુરવઠો મેળવી તેઓ ટોન્ગા–ટોબાઉ ટાપુ તરફ જવા ઇચ્છતા હતા. તે ટાપુથી તેઓ સારી રીતે પરિચિત હતા. ત્યાંથી ખોરાક–પાણીનો ઘટતો પૂરવઠો મેળવી તિમોર તરફ જવાનો તેમણે નિર્ધાર કર્યો. રસ્તામાં બીજા ઘણાં ટાપુ સમુહો હતા. પણ તે ટાપુઓ પર કોઈ આકસ્મિક જરૂરિયાત સિવાય ન જવાનો કેપ્ટને નિર્ણય લીધો. આ અજાણ્યા ટાપુઓ પર ત્યાંના સ્થાનિક આદિવાસીઓનો ભય હતો. તેમની પાસે નાવિકોનું મોટું સંખ્યાબળ ન હતું કે પૂરતાં શસ્ત્રો પણ ન હતા. કે તેઓ સ્થાનિક રહેવાસીઓ સાથે લડી શકે. આમ, સ્થાનિકો સાથેના સંઘર્ષને ટાળવા આવા અજાણ્યા ટાપુઓ પર નહીં જવાનું જ તેમને માટે વધુ સલાહભર્યું હતું.

પ્રથમ દિવસ કોઈ પણ પ્રકારની નોંધપાત્ર ઘટના વિના પસાર થયો. તોફો ટાપુનો કાંઠો દેખાયો ત્યારે રાતનું અંધારું છવાઈ ગયું હતું. તોપો ટાપુનો કાંઠો ખડકાળ હતો. કાંઠા પર જ વેલી મોટી કરાડોને કારણે રાત્રી દરમિયાન નાની હોડીમાં ત્યાં પહોંચવું જોખમભર્યું હતું તેથી તેમણે દિવસનું અજવાળું ફેલાય ત્યાં સુધી દરિયામાં જ રાત્રી રોકાણ કરવાનું નક્કી કર્યું.

બાઉન્ટિએ લીધેલી આ ટાપુની છેલ્લી મુલાકાત વખતે ટાપુના રહેવાસીઓનો ભેટો થયો ન હતો કે તેઓની કોઈ નિશાનીઓ પણ જણાઈ ન હતી. પણ કેપ્ટન બ્લિઘ દઢપણે માનતો હતો કે આ ટાપુ પર તેના આદિ રહેવાસીઓની હાજરી હતી. આ વખતે તેમની મુલાકાત થવાની સંભાવના નકારી શકાય તેમ ન હતું. આ

ટાપુ તેમની ખોરાક–પાણીની જરૂરિયાત પૂરી કરી શકે તેમ હતો. છતાં અહીના આદિવાસીઓની મુલાકાત થાય તો તેમનું વર્તન કેવું હોય તેનું અનુમાન કરવું મુશ્કેલ હતું. તેથી નૌકા પરના ખોરાક–પાણીના જથ્થાને આખા દિવસ દરમિયાન નહીં વાપરવાનું જ તેમણે નક્કી કર્યું. ટાપુ પરથી પૂરતો પુરવઠો મળ્યા બાદ ખોરાક–પાણીના જથ્થાનો દૈનિક ઉપયોગ કેટલા પ્રમાણમાં કરવો તે નક્કી કરવાનું તેમણે સૂચવ્યું.

કેપ્ટન બ્લિઘના અનુભવ અને કાબેલિયત ને લીધે જ આવી વિકટ પરિસ્થિતિમાં પણ ચોક્કસ નિર્ણય લેવાનું શક્ય બન્યું હતું. ત્યાંના રહેવાસીઓ સાથે મુલાકાત થાય તો સુમેળભર્યો સંબંધ બાંધવા કેપ્ટન બ્લિઘે દરેક નાવિકને સૂચના આપી. તે માટે તેઓ અહીં કેવી રહીત આવ્યા તે તેમને જણાવવું પણ જરૂરી હતું. પણ સાચું કારણ તેઓ જણાવી શકે તેમ નહોતા. અજાણ્યાઓ જોડે તેમને હાંકી કાઢવાની વાત તેમનામાં અવિશ્વાસ પેદા કરે અને તેના વિપરિત પરિણામના ભયે કેપ્ટને સાચું કારણ નહીં જણાવવાનું નક્કી કર્યું. બાઉન્ટિ જહાજ માટે જરૂરી ખોરાક–પાણીનો પુરવઠો લેવા આવ્યા હોવાનું, અને તેમનું જહાજ ટાપુથી દૂર તેમની રાહ જોઈ રહ્યું છે તેવું બહાનું સુઝાડ્યું.

પણ જ્યારે ટાપુથી દૂર–દૂર સુધી ક્યાંય બાઉન્ટિ જહાજ દેખાતું ન હોય, ત્યારે આવું બહાનું ચાલી શકે તેમ નહોતું. તેમની વાત પર ત્યાંના સ્થાનિક રહેવાસીઓને શંકા જાય તે તેમને માટે બહુ જોખમી હતું. તેથી તે બહાનું તેમણે પડતું મુક્યું. ‘બાઉન્ટિ જહાજ મધદરિયે ડૂબી ગયું છે અને તેના થોડા નાવિકો બચાવનૌકામાં બચી અહીં સુધી આવી શક્યાં છે’– તેવું બહાનું કાઢવાનું કેપ્ટને નક્કી કર્યું. કેપ્ટનને મન જહાજ ડૂબી જવાની ઘટના સ્થાનિક રહેવાસીઓના હ્રદયમાં આશ્વાસનની લાગણી જન્માવી, તેમની મદદ માટે તૈયાર પણ થાય અને જરૂરી પુરવઠો પૂરો પાડે તેવી હતી. પોતાના બધા નાવિકોને આ બહાનું જણાવી આ જ ખોટી કહાનીને વળગી રહેવા કેપ્ટન બ્લિઘે જણાવ્યું. જેથી ટાપુ પર આવવા બાબતે દરેક નાવિકો દ્બારા થતી જુદી જુદી વાત તેમના પર શંકા ન જન્માવે. કેપ્ટનની વાતથી નાવિકો પણ સંમત થયા હતાં.

દિવસનું અજવાળું પથરાયું. તોફોના ખડકાળ કિનારે નૌકા લાંગરવામાં આવી. જે બાબતનો કેપ્ટનને ભય હતો તેવું જ બન્યું. ટાપુની આગલી મુલાકાત વખતે નહીં દેખાયેલા સ્થાનિક રહેવાસીઓનો આ વખતે તેમને ભેટો થયો. સ્થાનિકોની સંખ્યા ઓછી હતી. તેમની ભાષા નહીં સમજી શકતા કેપ્ટને ઈશારાઓ દ્બારા બાઉન્ટિ જહાજના મધદરિયે ડૂબી જવા અને તેના માત્ર અઢાર જેટલા નાવિકો બચીને અહીં સુધી પહોંચી શક્યાની ખોટી કહાની સમજાવવાનો પ્રયાસ કર્યો. કેપ્ટનની આ કહાનીથી સ્થાનિક ટાપુવાસીઓના હ્રદયમાં કેવી લાગણી જન્મી હતી, તે તેમના હાવભાવ પરથી સમજી શકાયું નહીં. તેમના મોઢા પર ગૂઢ રહસ્યભાવ હતા. કેપ્ટનને સ્થિતિ તેમની તરફેણમાં ન જણાઈ. ટાપુ પર ઉતરતાં જ તેમણે તેમના કેટલાક સાથીઓને ટાપુના અંદરના ભાગમાં જઈ ખોરાક અને પાણીનો પુરવઠો એકઠો કરવાની સૂચના આપી દીધી હતી.

ટાપુના બીજા ભાગમાંથી પણ સ્થાનિક આદિવાસીઓ આ તરફ આવવા લાગ્યા. તેમની સંખ્યામાં સતત વધારો થઈ રહ્યો હતો. તેમના અંદરો–અંદરના વર્તન પરથી કેપ્ટને તેમની વૃત્તિ આક્રમક જણાઈ. તેમાંના કેટલાક કેપ્ટનની નૌકા પર પણ કબજો જમાવવાની ફિરાકમાં જણાઈ રહ્યાં હતા. કેપ્ટન પાસે લડવા બીજા શસ્ત્રો તો ન હતાં પણ તેમની પાસેથી જૂની નાનકડી તલવાર દ્બારા તેમને ડરાવવાનો પ્રયત્ન કર્યો. એટલા સમયમાં ટાપુના આંતરિયાળ વિસ્તારમાં શોધખોળ માટે ગયેલા તેમના સાથીઓ પણ આવી પહોંચ્યા. તેઓ પીવાના પાણીનો ત્રણ ગૅલન જેટલો પુરવઠો સાથે લાવ્યા હતા.

આ ટાપુ પર હવે વધુ સમય રોકાવું સલામત નહોતું. સૂર્યાસ્તનો સમય પણ થઈ ગયો હતો. પણ ખડકાળ કિનારાથી થોડા ફેધમ[[1]] જેટલી દૂર લાંગરવામાં આવેલી નૌકા સુધી પહોંચવું સરળ ન હતું. કિનારે

સ્થાનિક રહેવાસીઓનો મોટો જમાવડો થઈ ગયો હતો. બધા ગુસ્સામાં પોતાના હાથમાંના પથ્થરો એકબીજા સાથે અફળાવી રહ્યાં હતા. તેઓ ક્યારે પથ્થરો વડે હુમલો કરશે તે કહી શકાય તેમ ન હતું.

કાંઠા પરના બસ્સો જેટલા સ્થાનિકો વચ્ચેથી આ અંગ્રેજ નાવિકોની ટુકડી ધીમે ધીમે પોતાની નૌકા તરફ આગળ વધી. બધા સ્થાનિકો તેના નેતાના આક્રમણ કરવાના આદેશની રાહ જોઈને જ ઊભા હતા. મહા મુશ્કેલીએ એ લોકો નૌકા સુધી પહોંચ્યા. બધા જડપથી નૌકામાં સવાર થઈ ગયા. ઈશ્વરની કૃપાથી સ્થાનિક લોકોએ હજી સુધી આક્રમણ કર્યું ન હતું. ત્યાં જ તેઓમાંથી એક મૂર્ખ નાવિક બેનક્રોફ્ટે અવિચારી પગલું ભર્યું. કાંઠા પર ભૂલાઈ ગયેલી તેની કેટલી વસ્તુઓ પાછી લઈ આવવા નૌકા પરથી ઉતરી તે કિનારા તરફ દોડ્યો. તેનું આ પગલું તેના સહિત બધા માટે જોખમી પુરવાર થવાનું હતું. થોડી જ વારમાં સ્થાનિકોએ તેને ઘેરી લીધો અને પથ્થરોના તેના પર છુટ્ટા ઘા કર્યા. નૌકામાં બેઠેલા તેના સાથીઓ પણ તેની મદદ માટે કંઈ જ કરી શકે તેમ ન હતું. શસ્ત્ર તરીકે તેમની પાસે એક પણ પિસ્તોલ કે ફેંકી શકાય તેવા હથિયારો પણ ન હતાં. તેઓ તેની સામે લાચાર બની જોઈ રહ્યાં. ત્યારે જ સ્થાનિક આદિવાસીઓએ તેમના પર પણ પથ્થરોનો વરસાદ વરસાવ્યો.

–'ચાલો સાથીઓ...તમારા હલેસા સંભાળી લ્યો...બને તેટલી ઝડપથી દરિયામાં આગળ વધો...'

સ્થાનિક રહેવાસીઓએ સાગરકાંઠા પર બની શકે એટલા આગળ વધી નાવિકો પર એક સામટો પથ્થરમારો કર્યો. પથ્થરોથી થયેલા આક્રમણમાં મોટાભાગના નાવિકો ઘાયલ થયા. તેમ છતાં તેમણે નૌકાનાં હલેસાં મારવાનું ચાલું રાખ્યું. તેમના એક સાહસી નાવિક–થોમસ હાવર્ડે નૌકામાં આવી પડેલા પથ્થરોમાંથી એક પથ્થર લઈ કાંઠા પરના આદિવાસીનું નિશાન તાકી ઘા કર્યો. પથ્થર સીધો એક આદિવાસીની બે આંખની વચ્ચે વાગ્યો. પથ્થરના જોરદાર ઘાથી આદિવાસી ઉછળીને પટકાયો. દર્દનો માર્યો તે કણસી રહ્યો હતો. આખી અંગ્રેજ નાવિકે આનંદના પોકારો કર્યા. તેમના કમનસીબ સાથી બેનક્રોફ્ટના મોતનો બદલો તેમણે વાળ્યો હતો.

આદિવાસીઓ હજી તેમનો પીછો છોડવા તૈયાર ન હતા. ઘણીબધી નાનકડી હોડીઓ દરિયાના પાણીમાં ઉતારવામાં આવી. જે જડપથી કેપ્ટનની ટુકડીનો પીછો કરી રહી હતી. આ સંગ્રામ વધુ ભયજનક રૂપ પકડી રહ્યો હતો. હથિયાર વગરની નાવિક ટૂકડી માટે તેમની સામે લડવું પડકારરૂપ હતું. ત્યાં કેપ્ટન બ્લિઘે એક યુક્તિ લડાવી. તેમણે પોતાનું જેકેટ ઉતાર્યું અને દરિયાના પાણીમાં તરતું મુકી દીધું. પીછો કરતાં મોટાભાગના આદિવાસીઓ તેને કોઈ નાવિક દરિયામાં પડી ગયો છે તેવું સમજી, તેને ઘેરી પકડવા ગયા. તેનો ફાયદો ઉઠાવી કેપ્ટને નૌકાને ઝડપથી દરિયાના પાણીમાં આગળ વધારી. દરેક નાવિક બને તેટલી તાકાતથી હલેસા મારી રહ્યો હતો. દરિયામાં પડેલા જેકેટને લેવામાં સમય બગડવાના કારણે કેપ્ટનની નૌકા આદિવાસીઓ કરતા ઘણી આગળ નીકળી ગઈ. સૂર્યાસ્ત થઈ ગયો હતો. અંધારું થવા લાગ્યું. હોડી પણ ઘણી આગળ નીકળી ગઈ. એવી સ્થિતીમાં આદિવાસીઓ માટે પીછો કરવાનું મુશ્કેલ બની ગયું. તેમણે કેપ્ટન અને તેના સાથીઓનો પીછો પડતો મુક્યો. કેપ્ટન બ્લિઘે લડાવેલી જેકેટની યુક્તિ કામિયાબ નીવડી હતી. તેમણે ભૂતકાળમાં એટલાન્ટા નામના જહાજ સાથે થયેલી સ્પર્ધામાં પણ આવી જ યુક્તિ લડાવી કામયાબી મેળવી હતી. આ અનુભવ જ કેપ્ટન અને તેના સાથી નાવિકોનો જીવ બચાવવા ઉપયોગી નીવડ્યો હતો.

બાઉન્ટિના નિર્વાસિતોની સફરનો પહેલો પડાવ તેમને માટે કમનસીબ પુરવાર થયો હતો. જરૂરી ખોરાકનો જથ્થો તેઓ મેળવી શક્યા ન હતા. પણ તેમના એક સાથે બેનક્રોફ્ટને પણ તેમણે ગુમાવ્યો પડ્યો હતો.

'આ ઘટના પરથી આપણે ચોક્કસ તારણ પર આવવું પડશે.'– પોતાના સાથીઓને સંબોધતા કેપ્ટન બ્લિઘે કહ્યું.– 'તોફો ટાપુ પર બનેલી ઘટના આપણી સામે ફરી પાછી બનશે. હવે આપણે જે ટોન્ગા–


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

ટોબાઉ ટાપુઓ તરફ જઈ રહ્યાં છે તે ટાપુ પર પમ ત્યાંના સ્થાનિક રહેવાસીઓનો ભેટો આપણને થશે.એવું મારું ચોક્કસપણે માનવું છે. આપણી સંખ્યા ખુબ ઓછી છે. આપણી પાસે લડવા માટે શસ્ત્રો પણ નથી. સ્થિતિમાં ત્યાંના આદિવાસીઓની સામે આપણે લાચાર પુરવાર થઈશું. તેમનું આપણા પ્રત્યેનું વર્તન મૈત્રીપૂર્ણ હોય તેવી આશા રાખવી યોગ્ય જણાતી નથી. આપણી પાસેના થોડાં ઘણાં બ્રિટિશ ચલણી નાણાં દ્વારા પણ આપણે એ ટાપુના રહેવાસીઓને આકર્ષી, કંઇ ખરીદી શકીએ તેમ નથી. જેને વિનિમય તરીકે ટાપુવાસીઓને આપી, આપણી જરૂરીયાતના ખોરાક–પાણીનો પુરવઠો આપણે મેળવી શકીએ. તેમની પાસેથી જબરદસ્તીથી કંઈ છીનવી લેવાનું તો આપણા માટે શક્ય જ નથી. આ સ્થિતિમાં આપણી પાસે ખોરાક અને પાણી માટે ખૂબ મર્યાદિત જથ્થો છે. તેનાથી જ આપણે ચલાવવું પડશે. આપણી જરૂરિયાતોને જ આપણે ઘટાડવી પડશે. રસ્તામાં ઘણા ટાપુઓ આવે છે, પણ એવા અજાણ્યા ટાપુઓ પર ઉતરાણ કરી હું આપણા બધાના જીવને જોખમમાં મુકવા નથી ઈચ્છતો. આપણા સાથી બેનક્રોફ્ટને આપણે હમણાં જ ગુમાવ્યો છે. અત્યારે આપણે સૌથી વધુ કઠિન પરિસ્થિતીમાં ફસાયા છીએ. અને તેની ગંભીરતાનો સંપુર્ણ ચીતાર હું તમને આપી દેવા માગું છું. ખોટા આશ્વાસનો આપી હું તમને ભ્રમિત કરવા નથી માગતો. સ્થિતિ સમજી, તમે બધા સહકારથી વર્તો એવી મારી તમને દરગુજર છે. અહીંથી તિમોર પહોંચવું આપણે માટે જરૂરી છે. તે માટે લગભગ બારસો લીગ[[2]] જેટલું અંતર આપણે આ જ નૌકામાં કાપવું પડશે. આ લાંબી યાત્રા દરમિયાન આપણે દરેકે દૈનિક એક ઔંસ[[3]] જેટલા જ બિસ્કિટ અને એક ક્વાર્ટ જેટલા પાણી વડે ચલાવવું પડશે...! આ સફરમાં એકતાથી આગળ વધીશું તો જ આપણે બચી શકીશું. આ સીવાય પણ આખી સફરમાં તમારે મારા હુકમો અને મારા સૂચનોનો કડકપણે અમલ કરવો પડશે. તો સાથીઓ જણાવો, તમે ગમે તે ભોગે મને સાથ આપવા અને મારા હુકમોનો અમલ કરવા પ્રતિજ્ઞાબદ્ધ છો....? શું આ જોખમમાં તમે પ્રમાણિક રીતે પોતાના સ્વાર્થને નેવે મુકી આપણી ટુકડીના હિતને ધ્યાનમાં લેવાના સોગંદ લો છો...? કોઈ પણ મુશ્કેલીમાં એકબીજાનો સાથ જ આ હાલાકીમાંથી આપણને બચાવી શકશે...?

'હા, અમે પ્રતિજ્ઞા લઈએ છીએ...તમારા હુકમોનું પાલન કરવાની...' નૌકામાં બેઠેલા બધા જ સાથી નાવિકોએ એકસૂરે સંમતિસૂચક પોકારો કર્યા.

'મિત્રો, સ્થિતિમાં આપણે એકબીજાની ભૂલો, ખામીઓ, આંતરિક વેરભાવના, વિખવાદો પણ ભૂલી જવા પડશે. એકબીજા પ્રત્યેનો પ્રેમભર્યો વ્યવહાર જ આપણને આ વિકટ સ્થિતિમાંથી ઉગારી શકશે. આંતરિક કલહથી ઉદ્ભવેલા ઘર્ષણથી આપણી જ શક્તિનો દુર્વ્યય થશે. વ્યક્તિગત અણબનાવો ત્યજવાની પણ તમે પ્રતિજ્ઞા લો... તો જ આપણે ટકી શકીશું.'

બધા નાવિકોએ કેપ્ટનની આ વાતમાં પણ સંમતિ પૂરાવી.

'જો તમે બધા તમારી પ્રતિજ્ઞા પર અડગ રહેશો તો હું તમારે માટે ગમે તેટલું મોટું જોખમ ખેડવા તૈયાર રહીશ. તમારી સલામતી માટે મારા જીવનું પણ જોખમ લેતા હું નહીં અચકાઉં. તેવું હું વચન આપું છું. મારા સાથીઓ.'

નૌકાને પવનની દિશાનો લાભ મળી રહ્યો હતો. નાવિકોને હલેસા મારવામાં સરળતા રહેતી હતી. ખુલ્લા સમુદ્રમાં આ નૌકા આમ જ આગળ વધતી રહી.

4થી મેની સાંજે પણ નાવિકો પોતાની ફરજ બજાવી રહ્યાં હતા. નૌકા ઘડીમાં મોજાની ઉંચાઈ ઉપર તો બીજી પળે બે મોજા વચ્ચેની ગર્તામાં ઊંડી ઉતરતી જતી હતી. વાતાવરણમાં થઈ રહેલા ફેરફારોથી દરેક ઘડીએ ભયમાં વધારો થઈ રહ્યો હતો. ઊંચા ઉછળતા મોજાંઓની છાલકોથી ભીજાયેલા નાવિકો માટે

ઠંડીને કારણે પરિસ્થિતિ વધુ વિકટ બની. તેમની પાસે અન્ય કોઈ રસ્તો પણ નહોતો. ઠંડીથી રક્ષણ મેળવવા એક ગ્લાસ રસ અને થોડાં અર્ધ પાકેલાં ફળોથી જ તેમણે ચલાવી લીધું.

ત્યાર પછીના થોડા દિવસો સુધી પણ પરિસ્થિતિમાં કોઈ નોંધપાત્ર સુધારો થયો ન હતો. સફરમાં આગળ વધી રહેલી નૌકાને વચ્ચે ઘણા નાનકડા ટાપુઓના કિનારા દેખાયા, પણ કેપ્ટને ત્યાંના સ્થાનિક લોકોના ભયે ટાપુ પર ઉતરાણ કરવાનું ટાળ્યું અને પોતાને માર્ગે આગળ વધતા રહ્યાં.

૭મેનો દિવસ તેમને માટે વધું મુશ્કેલીઓ લઈને આવ્યો. સમુદ્રમાં ઉછળતાં ઊંચા મોજા અને ભારે વરસાદમાં આગળ વધવું ખુબ જ મુશ્કેલ બન્યું હતું. કેટલાય દિવસોથી અપૂરતા ખોરાક અને સખત મહેનતને કારણે નાવિકો દુર્બળ બન્યા હતા. અસહ્ય ઠંડી તેમની મુશ્કેલીમાં વધારો કરતી હતી. સતત વરસતા વરસાદને કારણે તેઓ ભીના રહેતા હતા અને ઠંડા પવનો તેમાં સજારૂપ હતા. ઠંડી સામે રક્ષણ મેળવવા કેપ્ટને એક યુક્તિ કરી. પોતાના કપડાં તેમણે દરિયાના ખારા પાણીમાં ભીંજવ્યાં. મીઠાયુક્ત સમુદ્રના પાણીનું તાપમાન બહારના વાતાવરણથી વધુ ગરમ હતું. આમ, આવા મીઠાયુક્ત પાણીના ભેગવાળા કપડાં વરસાદના પાણી અને ઠંડી સામે થોડી રાહત આપતાં હતાં. ભારે વરસાદ, ઠંડા પવનો અને ઊંચા ઉછળતા મોજાએ તો કેપ્ટન અને તેના સાથી નાવિકોની હિંમત જ તોડી નાંખી હતી. પણ હજી તેમણે મહામુશ્કેલીનો સામનો કરવાનો તો બાકી જ હતો. જેની સામે આ બધી તકલીફો કંઈ જ ન હતી. એ હતી પાણીની તરસ. અફાટ દરિયાની વચ્ચે પીવાના પાણીનો પુરવઠો ખુબ જ સીમિત હતો. તેમને દૈનિક એકાદ લિટર જેટલા પાણી પર જ ચલાવવું પડતું. તેથી શરીરમાં પાણીનું પ્રમાણ સતત ઘટતું રહેતું હતું.

17મી મેનો દિવસ ઉગ્યો. નાવિકોની તકલીફમાં કોઈ ઘટાડો થયો ન હતો. કાતિલ પવનો અને વારંવાર આવતો વરસાદ, ભૂખ, તરસ સામે તેઓ સતત ઝઝૂમી રહ્યાં હતાં.

–'હવે, અમારામાં આગળ વધવાની જરા પણ શક્તિ નથી.'

શારીરિક અને માનસિક બંને રીતે ત્રસ્ત એક નાવિકે આજીજી કરતાં કહ્યું,– 'અમે વરસતા વરસાદ અને ઉછળતાં મોજાંઓ વચ્ચે સતત કામ કરીને થાકી ગયા છીએ. અમે એક ઘટી જેટલો પણ આરામ કર્યો નથી...ભૂખ અને તરસના માર્યા અમારી હાલત અડધા મરેલા જેવી થઈ ગઈ છે. અમે આ સ્થિતિમાં હવે કામ નહીં કરી શકીએ... શું અમારો ખોરાક–પાણીનો નવો પુરવઠો તમે વધારી ન શકો... આપણો ખોરાક–પાણીનો પુરવઠો પૂરો થઈ જાય તો પણ શું ફેર પડે છે... આપણે ખોરાક–પાણીનો પુરવઠો ન્યુ હોલેન્ડ[[4]]માં ફરી મેળવી લઈશુ... તે હવે બહુ દૂર નથી જણાતું.'

'હું તમારી સાથે બિલકુલ સહમત નથી.'–કેપ્ટન બ્લિઘે જણાવ્યું. 'એવું મૂર્ખામીભર્યું પગલું હું ક્યારેય ન ભરું... હજી આપણે અડધી સફર પણ પૂરી નથી કરી ને તમે બધા આમ હિંમત હારી ગયા છો...? શું તમને એમ લાગે છે કે તમે ન્યુ હોલેન્ડનાં સંસ્થાનોમાંથી સરળતાથી ખોરાક–પાણીનો પુરવઠો મેળવી શકશો...? શું તમે એ દેશના શાસકો અને તેના સ્થાનિક રહેવાસીઓને નથી જાણતા...? મેં શરુઆતથી જ ખોરાક–પાણીના પુરવઠાની વહેંચણી તિમોર સુધીની સફરને ધ્યાનમાં રાખીને કરી છે. અવિચારી રીતે ઉપયોગ કરી, તેને હું પુરો નહીં થવા દઉં. ન્યું હોલેન્ડ સુધી પહોંચતા પહેલા જ ખોરાક–પાણીનો પુરવઠો વાપરી નાંખવામાં આવે તો ન્યુ હોલેન્ડમાં તે મેળવવો ફરજિયાત બને. હું ત્યાંના સ્થાનિકો કે શાસકો સાથે સંઘર્ષમાં ઉતરવા નથી ઇચ્છતો...વગર શસ્ત્રોએ તેમની સાથે યુદ્ધમાં ઉતરવું એ આપણા માટે મોતને આમંત્રણ આપવા સમાન રહેશે. માટે, ખોરાક–પાણીનો કરકસરભર્યો ઉપયોગ જરૂરી છે.'

ન્યુ હોલેન્ડના શાસકો અને ત્યાંના સ્થાનિકોના ભૂતકાળમાં કેપ્ટન બ્લિઘને થયેલા દુઃખદ અનુભવો વર્ણવી તેણે નાવિકોને માહિતગાર કર્યા. જે કેપ્ટન કૂક તેમની સાથેની કેપ્ટન બ્લિઘે ખેડેલી સફર

દરમિયાન તેમને થયાં હતાં. આ સમયે બધા નાવિકો કેપ્ટનને શાન્ત ચિત્તે સાંભળી રહ્યાં. કોઈએ એનો વિરોધ ન કર્યો. કેપ્ટનનના અંતિમ નિર્ણયને શિરોમાન્ય રાખ્યો.

થોડા વધુ દિવસો સુધી નૌકા સમુદ્રમાં આગળ વધતી રહી. વરસાદ બંધ થયો હતો. સૂર્ય તપી રહ્યો હતો. ભીના કપડાના ત્રાસમાંથી બધાને મુક્તિ મળી હતી. દરિયો પણ શાંત હતો. 27મી મેને દિવસે પરવાળાના નાના નાના ટાપુઓની હારમાળા પસાર કરી તેઓ આગળ વધ્યા. જે ન્યુ હોલેન્ડ ટાપૂઓની પૂર્વીય સીમા જેવા હતા. સુંદર અને સ્વચ્છ દરિયાનું પાણી અને પરવાળાના ટાપુઓના સૌંદર્યથી નાવિકોએ તાજગી અનુભવી. શાંત દરિયામાં વધુ આગળ વધતાં લીલી વનસ્પતિથી છવાયેલા કેટલાય ટાપુઓની વણઝાર તેમની નજરે પડી.

લાંબા સમય બાદ લીલાંછમ ટાપુઓને જોઈ તેમની આંખોને ઠંડક મળી હતી. ટાપુઓ પર ઉતરવાના મોહમાંથી તેઓ છૂટી ન શક્યાં. નૌકાને તેમણે એક ટાપુને કાંઠે લાંગરી. સાવચેતીપૂર્વક ટાપુ પર ઉતરી આગળ વધ્યા. સદનસીબે ટાપુ પરના સ્થાનિક રહેવાસીઓ સાથે તેમનો ભેટો થયો ન હતો. પણ ઠેર ઠેર બુઝાયેલાં તાપણાંની નિશાનીઓ ત્યાંના સ્થાનિકોની હાજરીની ચાડી ખાતી હતી. તેથી બદાને સાવચેત રહેવાનું કેપ્ટને સૂચન કર્યું. રાત થવા આવી હતી. ટાપુની વધુ અંદર તરફ જવાનું તેમને જોખમી લાગ્યું. રાત કાંઠા પર વિતાવવાનું તેમણે નક્કી કર્યું. કાંઠે છીપલાઓનાં મોટા ઢગલાને એક નાવિકે શોધી કાઢ્યો. ઘણાં દિવસો પછી તેમને માટે આ ઉજાણીની રાત હતી. પોચી છીપોને કાચી જ ખાઈને પેટભરીને લિજ્જત માણી.

બીજા દિવસે સવારે કેપ્ટને નૌકામાંથી બિલોરી કાચ અને અગ્નિ પેટાવવા માટેની પેટી (જેમાં ચકમક પથ્થર અને લોખંડના ટૂકડા હતા.) શોધી કાઢી. જેથી શિકાર કરેલાં પક્ષીઓ કે પ્રાણીઓ અથવા દરિયાઈ માછલીઓને રાંધવા માટે આગ પેટાવવામાં તેમને સફળતા મળી.

કેપ્ટન બ્લિઘે નાવિકોને ત્રણ ટૂકડીઓમાં વહેંચી દીધા. તેમાંથી એક ટૂકડીએ કાંઠા પર જ રોકાઈને નૌકાનું ધ્યાન રાખવાનું હતું. જ્યારે બીજી બે ટૂકડીઓને ટાપુના આંતરિયાળ ભાગો તરફ ખોરાકની શોધમાં જવાનું નક્કી થયું. કેપ્ટને પ્રથમ ટુકડી સાથે કાંઠા પર જ રહેવાનું નક્કી કર્યું. ખોરાકની શોધમાં ટાપુના અંદરના ભાગમાં જવા માટે કેટલાક નાવિકોએ વિરોધ નોંધાવ્યો.

તેમાંનો એક નાવિક વધારે ગુસ્સે ભરાયો હતો. તે હિંમતભેર કેપ્ટન સામે જઈ વિરોધ કરતા બોલ્યો,– ‘અમારા જાનની કિંમત પણ તમારા જીવ જેટલી જ છે. હંમેશા હું જોઉં છું કે સુવિધાસભર, સરળ અને ઓછી જોખમી કામગીરી તમે તમારે પોતાને ભાગે રાખો છો. જો તમને ભૂખ લાગી હોય તો, તમે પોતે ટાપુના અંદરના ભાગમાં શિકાર કરવા જાવ.. તમે જે કામ અમને સોંપી રહ્યાં છો તે તમે પણ કરી શકો છો...’

કેપ્ટનને આ બળવાખોર પર ખૂબ ગુસ્સો આવ્યો. આ બળવાખોર પર ખૂબ ગુસ્સો આવ્યો. આ અવાજને અહીં જ દબાવી દેવો આવશ્યક હતો. નહીં તો બીજા નાવિકો પણ તેની વિરૂદ્ધ થતાં તેની કેપ્ટન તરીકેની સર્વોપરિતા માટે જોખમરૂપ બને તેમ હતું. તેણે આ બળવાખોર અવાજને દબાવી દેવા પોતાની પાસેની નાનકડી તલવાર કાઢી. બીજી તલવાર તેણે વિદ્રોહી તરફ ફેંકી અને ગુસ્સામાં બોલ્યો.

–‘તારો બચાવ કર...હું તને કુતરાને મોત મારી નાંખીશ.’

કેપ્ટનના આવા આક્રમક વલણથી બળવાખોર નાવિક ઠંડો પડી ગયો. કેપ્ટન પ્રત્યે અસંતોષ ધરાવતા અન્ય નાવિકોની પણ તેની સામે વધુ બોલવાની હિંમત ન થઈ.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

કેપ્ટન સામે તલવાર ઉઠાવવાની હિંમત ન કરી શકનારા નાવિકને, કેપ્ટને તેને સોંપવામાં આવેલી ફરજ પર લાગી જવા કહ્યું. નાવિકોના અવાજને, કેપ્ટન બ્લિઘ કોઈપણ ભોગે દબાવી દેવા માંગતો હતો. બંને ટુકડી પોતાને સોંપાયેલી ફરજ પર જતી રહી.

આ સમય દરમિયાન કાંઠે રોકાનાર ટુકડીએ કાંઠે ખેંચાઈ આવતા દરિયાઈ જીવોનો ઢગલો એકઠો કરી લીધો. પીવાના પાણીના પુરવઠાને પણ શોધી, તેમની પાસે રહેલા પીપડાં ભરી લીધાં.

શિકાર માટે ગયેલી બંને ટુકડીમાંથી એક ટુકડી પાછી ફરી હતી. તેઓ માત્ર છ જેટલા દરિયાઈ પક્ષીઓનો શિકાર કરી શક્યા હતા. જ્યારે બીજી ટુકડી ખાલી હાથે પાછી ફરી હતી. તેમને હાથ એકેય પક્ષી, પ્રાણી કે ટાપુ પર થતાં કાચબા હાથ લાગ્યા ન હતા. તેમણએ બંદૂક ન હોવાનું બહાનું કાઢ્યું હતું. પણ પાછળથી ટૂકડીના એક સભ્યએ કબુલ્યું હતું કે તેમને નવ જેટલાં પક્ષીઓનો શિકાર કરવામાં સફળતા મળી હતી, પણ તેઓ તેમને ત્યાં જ કાચા જ આરોગી ગયા હતા.

ન્યુ હોલેન્ડના આ ટાપુને કાંઠે કેપ્ટન અને તેના સાથીઓને ખોરાક–પાણીનો પુરવઠો પ્રાપ્ત થયો ન થયો હોત તો, તેમની સ્થિતિ ખુબ જ દયનિય બની હોત. એકાદ મહિનાની ભૂખ અને તરસ તેમને દરરોજના સખત પરિશ્રમને લીધે તેમના શરીર હાડપિંજર જેવાં બની ગયાં હતાં. આ ટાપું પરના રોકાણને લીધે તેમને પોતાની ગુમાવેલી શક્તિ પાછી મળી. સૌને બચવાની નવી આશા બંધાઈ.

હવે પછીની તિમોર સુધીની યાત્રા તેમને માટે સરળ બનવાની હતી. વિસ્તારના દરિયાથી તેઓ પરિચિત પણ હતા. કેપ્ટન બ્લિઘ અગાઉ પણ કેપ્ટન કૂક સાથે આ વિસ્તારમાં ફરી ચૂક્યો હતો. તેમની પાસે ખોરાક પાણીનો પુરવઠો પણ હવે પુરતા પ્રમાણમાં હતો. ટાપુ પરના ઉતરાણ સમયે મળેલા આરામને કારણે મોટાભાગના નાવિકો પણ થાકથી મુક્ત બની સ્વસ્થ થયા હતા. પણ ન્યુ હોલેન્ડ સુધીની તેમની સફર ખરેખર જીવનના અસ્તિત્વના સંઘર્ષની કસોટી મિસાલરૂપ હતી. તેમણે વેઠેલી તકલીફો દર્દનાક અને કદી ન ભૂલાય એવી હતી. નાવિકોની માનસિક સ્વસ્થતા જાળવી રાખવા કેપ્ટન બ્લિઘે પણ બનતા તમામ પ્રયત્નો કર્યા હતા. તેની આગેવાની જ તેમને અહીં સુધી જીવતા લાવી શકી હતી. થોડા દિવસના આરામમાં સ્વસ્થ થઈ આ ટાપુ પરથી તેમણે વિદાય લીધી. તેમની દિશા તિમોર તરફની હતી.

12મી જૂનની સવારે તિમોરનો કાંઠો દેખાયો. નાવિકો ખુશીથી ઝૂમી ઉઠ્યા. ત્રણ હજાર છસ્સો માઈલ લાંબી, અનેક કષ્ટોથી ભરેલી સફર ખેડી તેઓ અહીં પહોંચ્યા હતા.

કુપાન્ગના કાંઠે અંગ્રેજ ટુકડીને આશ્વાસન સાથે આવકારવામાં આવી. કેપ્ટન અને તેના સાથીઓએ વેઠેલી યાતનાઓના દુઃખદ વર્ણનોથી ત્યાંના લોકોને તેઓ પ્રત્યે સહાનુભૂતિ જન્મી. તેમણે બે મહિના ત્યાં જ રોકાણ કર્યું. બે મહિનાના આરામ બાદ બધાએ પોતાની તંદુરસ્તી પાછી મેળવી. કેપ્ટન બ્લિઘે અહીં એક નાનકડું જહાજ ખરીદ્યું અને નજીક આવેલા બાટાવીયાની પણ મુલાકાત લીધી. ત્યાંથી જ તેઓ ઈંગ્લેન્ડ જવા માટે જહાજ પર ચડ્યાં.

14મી માર્ચ 1790ના દિવસે બાઉન્ટિના નિર્વાસિત નાવિકો પોતાને વતન પહોંચ્યાં. તેમણે ભોગવેલી માનસિક અને શારીરિક યાતના બદલ સમગ્ર દેશમાંથી સહાનુભૂતિ દાખવવામાં આવી. આખા દેશમાં બાઉન્ટિના બળવાખોરો પ્રત્યે રોષ ભરાયો હતો. બ્રિટિશ નૌકાદળે ચોવીસ તોપો ધરાવતી ફ્રિગેટ પેન્ડોરાને એકસો ને સાઠ નાવિકો સાથે બાઉન્ટિના બળવાખોરોની તપાસ માટે રવાના કરી.

બીજી બાજુ બાઉન્ટિ અને તેના બળવાખોર નાવિકોનું શું થયું તે જોઈએ...!

(વધુ આવતા અંકે...)

(પ્રકરણ ત્રણ– પિટકર્ન ટાપુઓના વસાહતીઓ)

[1]  ફેધમ– 1 ફેધમ બરાબર છ ફૂટનું માપ.

[2]  એક લીગ બરાબર 5.55 કિ.મી.

[3]  એક ઔંસ બરાબર 28.34 ગ્રામ.

[4]  ન્યુ હોલેન્ડ– ત્યારે પૂર્વ ઓસ્ટ્રેલિયાના કેટલાક ટાપુઓ ન્યુ હોલેન્ડ તરીકે ઓળખાતા હતા. તેના પર હોલેન્ડનું શાસન હતું.

---

**અનુ. જીગર શાહ, સુરત**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# સ્મરણીય ચેતનાનો આલેખ : ભરત મકવાણા

કવિ તરીકેની મુદ્રા અંકિત કરી ચૂકેલ લાભશંકર ઠાકરની જુદી જ ઓળખ 'સોનેરી ચુંબન'માં પ્રકટ થાય છે. પંદર જેટલાં નિબંધસંચયો તેઓ આપી ચૂક્યા છે. આ ગ્રંથ પણ તેમનો વિશિષ્ટ એવો લેખસંચય–નિબંધસંચય બની રહે છે. 'સોનેરી ચુંબન' વાચતાં, માણતાં, આસ્વાદતાં આપણને થતાં– આપણાંમાં જાગતા મનઃસંચલનો આપણને પ્રતિભાવ આપવા તત્પર કરે છે. લાભશંકર ઠાકરની ઊંચા દરજ્જાના પ્ર–ભાવક તરીકેની ઓળખ સંકલિત લેખોમાં દ્દઢ બને છે. વિશિષ્ટ એવા આસ્વદક આપણી સમક્ષ પ્રગટ્યા છે. આ પ્ર–ભાવકની ભાવકચેતનામાં થતાં ભાવસંચલનોમાંથી જે ભાવમુદ્રાઓ કાગળ પર ટપકી તેનો ગ્રંથાકાર એટલે 'સોનેરી ચુંબન.' તેમના જ શબ્દોને સુધારીને કહીએ તો ટૂંકમાં ડિયર લાભશંકરભાઇ, 'સોનેરી ચુંબન' આસ્વદ્યગ્રંથનું ગદ્ય કાવ્યમય છે. એમ કહું કે કૃતિની પ્રેરક, ઉદ્દીપક ક્ષણ સાથે કે કૃતિ સાથે (કૃતિ ઉદ્દીપન વિભાવ બને છે) એનો નિત્યસંબંધ ન રહે તેવું સ્વતંત્ર સ્વાદ્ય, આસ્વદ્ય, રસાત્મક, કલાત્મક તમારું ગદ્ય છે. ગ્રંથના–સંગ્રહના ગદ્યાલેખો–આસ્વદ્યલેખો કાવ્યગંધી છે. એવો અનેકવાર વાંચતાં વાંચતાં અનુભવ થયો છે. કવિતાકળામાં જે કદાચ શક્ય નથી તે શબ્દકલાના અર્થાલંકારો તમારી ચૈતસિક વ્યંજનાઓને ગ્રાહ્ય બનાવે છે. પ્રતિભાવમાં પ્રત્યક્ષ થતી સ્મરણીય ચેતનાઓનો આલેખ અહીં અનુભવાય છે.

આ આસ્વાદ્ય લેખોમાં વેદનો વેત્તા(દર્શક) જ વિગલિત થઇ જાય છે તેથી જ ભાવક–વિવેચક–સર્જક ત્રયીનો ભેદ રહેતો નથી. કલાસ્વરુપના અભ્યાસીઓ રૂપસ્થાપત્યની લક્ષણિકતા વિશે તારતમ્યો કાઢે અને સૈદ્ધાંતિક આલેખન કરવા પ્રેરાય. નેચરલી અભ્યાસીઓના મનમાં કૃતિને પામવા–ભાવવા–પરીક્ષવા મટેના Tools પણ રચાય. તેવા પ્રવર્તનોથી તદ્દન જુદી નિસ્બતથી આ કલાકૃતિઓ સર્જાય છે, રચાય છે, લખાય છે. સર્જકની ભાવાત્મક પ્રજ્ઞા(Emotional Intelligence)થી સર્જાયેલી કૃતિઓ 'સોનેરી ચુંબન'માં ગ્રંથસ્થ થવા પામી છે. ભાવનની પળોનો ભાવાંશ સર્જકે ભાવચિત્રી પ્રતિભાના અદૃશ્ય ચીપિયાથી પકડીને સ્વાદ્યના ભાષાપટ પર જાણે અનાયાસ, તગ તગ ચમકતો, મૂકી દીધો છે. લા.ઠા.ને અંતઃકરણ કલમ પકડવા પ્રેરે છે અને તેમના અંતઃકરણમાં કૃતિઓના ભાવન પછી થયેલ અનુભૂતિ કૃતિદેહે અહીં શબ્દની મદદથી પ્રગટ થવા પામી છે. પરમ આનંદરૂપના પૂર્ણાનુભવની કૃતિઓ છે, પોએટિક અવાજમાં. પ્રતિભા અને નિજભાવદૃષ્ટિથી સર્જાયેલ, નિર્મિત થયેલ લખાણો મંથનપ્રેરક બની રહે છે. એક ભાવકની ભાવકચેતના અભિવ્યક્તિના આકલનમાં રસાઇને પ્રગટે છે. તેથી આસ્વાદખંડોમાં લાભશંકર ઠાકરની સર્જકદષ્ટિ, ભાવકદષ્ટિ સહૃદયને ચેતોવિસ્તારક રસાનુભવ કરાવે છે. આ ચેતોવિસ્તારક–આસ્વાદ્ય લેખોમાંથી પસાર થતાં લાભશંકર ઠાકરની સદ્ભાવનાનો શ્રવણીય–સ્મરણીય આનંદ સાદ્યંત અનુભવાય છે. અહીં લેખક–ભાવક–આસ્વાદક લા.ઠા. ભાવનની ક્ષણોમાં જે કંઇ મનઃસ્થિતિ ઉપસે છે તેને ઉપસાવવાનું કૃતકાર્ય કરે છે એ પણ બીજા માટે. હા, સાચ્ચેજ આ ગ્રંથમાં ભાવાત્મક પ્રજ્ઞાની યથાર્થ અભિવ્યક્તિ થવા પામી છે.

આ સંગ્રહનું શીર્ષક જેના કારણે મળ્યું એ છબી અને તેના સર્જક અશ્વિન મહેતાને નિમિત્તે પ્રારંભની દસ રચનાઓ પત્ર રૂપે લખાય છે. અશ્વિન મહેતાની 'હેપનિંગ્ઝ' સિરિઝની છબીસર્જનની ક્ષણોમાં જે ઘટના ઘટી તે ક્ષણોની ચૈતસિક નોંધો છબીસર્જકે 'ડાયરી'ના રૂપમાં ઉતારી છે. એ નોંધોના ભાવન પછીના પ્રત્યોદ્ગાર રૂપે આ પત્રો લખ્યા છે. પ્રથમ પત્રમાં જ તેઓ લખે છે :

> *'તમારી આ કલાકૃતિઓમાં તો ઐહિક પદાર્થોને એમના ઇહલોકના મનુષ્યના ચોંટેલા ઇચ્છા–ઉપયોગ–અર્થોને એમના એવા નિશ્ચિત અર્થોથી મુક્ત કેવલ સૌંદર્યના ઘટના સંદર્ભમાં રૂપાંતરિત થતાં તમે અચાનક પલકારામાં, ઝબકારામાં જોયાં છે. આમ જોવામાં સર્વથા મુક્તિ (આઇ અને આઇ[સ્વ]ને ચોંટેલા જ્ઞાનથી મુક્તિ) છે. આ મુક્તિ સૌંદર્યનો પર્યાય બની જાય છે.' (પૃ.2)*

આ પત્રોમાંથી અશ્વિન મહેતાની કલાદષ્ટિની સાથે લાભશંકર ઠાકરની કલાપરખ પણ પ્રગટે છે. આ પ્રતિભાવાત્મક પત્રોમાં લાભશંકર ઠાકરની દશ્યકળાના આસ્વાદક તરીકેની છબી પણ પ્રગટે છે–ભાવક, આસ્વાદક, સર્જક, તત્ત્વજ્ઞ, સૌંદર્યપારખું–પિપાસુ, ચિંતક વગેરે રૂપો જોવા મળે છે.

લાભશંકર ઠાકર આ ગ્રંથમાં–પત્રોમાં આસ્વદ્યનું ઝીણવટભર્યું વર્ણન કરે છે અને કાન ધબકતી વાકછટાઓને અપાર અભિવ્યંજનાશક્તિથી પ્રયોજે છે. ભાષાશક્તિ અને નિરીક્ષણશક્તિ સર્વત્ર પ્રવર્તતી જોઇ શકાય છે. ભાવક સાથે તેમની સર્જકીય મુદ્રાનો સ્પર્શ પણ ભળેલો આ પત્રોમાં અનુભવી શકાય છે. અહીં એક તરફ છબીકાર અને ગદ્યસર્જક અશ્વિન મહેતાની સર્જકતાને કવિ અને આસ્વાદક લા.ઠા. શબ્દદેહે ઉપસાવે છે તો તેમાંથી જ લા.ઠા.ની છબી પણ પ્રગટે છે, તેના અવાજો પડઘાય છે. તેનું ઉત્તમ ઉદાહરણ પત્ર નં–6 ની આ નોંધ છે–

> *"અને હમણાં જ પાનખરે વૃક્ષોને સોનેરી ચુંબન કર્યું હતું. આ ક્ષણમાં સ્વ(આઇ)નું ભાન પણ નથી. ચેતના મુક્ત છે આ ક્ષણે, સર્વ સંચિતિથી. આ નરી, કેવલ સુંદરતાના અનુભવની ક્ષણ છે. એમાં વસંતથી વિરોધી શિશિરનો કોઇ પ્રતીકાત્મક અર્થબોધ નથી. અદ્ભુત સુંદર આ પંક્તિ છે : 'and the fall has just kissed the tree yellow.' ઋતુચક્ર 'છે.' 'છે' તે 'છે' એને માત્ર જોવું તે સત્ય છે, તેથી સુંદર અને તેથી શિવ છે. જ્યાં એક છે ત્યાં ત્રણે છે." (પૃ. 15)*

કલાકૃતિના ભાવનથી નિર્મલ બનેલ ભાવક લા.ઠા. આપણને પણ એ કલાકૃતિઓની ચર્વણા કરી નિર્મલ બનાવે છે. પોએટિક ફોર્મ્સની(poetic forms) સઘનતા સૌંદર્યબોધમાં ઉમેરો કરતી જણાય છે. લા.ઠા. દરેક કૃતિને સમુચિત ડિસ્ટંસથી તાકે છે–તપાસે છે–આસ્વાદે છે. પછી પોતાનો બિનંગત અવાજ રજૂ કરે છે. કૃતિઓને સર્જકચેતનાએ સાહિત્યસંદર્ભરૂપે, કલાસંદર્ભરૂપે સજીવ–ધબકતી કરી છે. 'સોનેરી ચુંબન' ગ્રંથના એક આસ્વાદ ખંડમાં 'કોઇ અભ્યાસીની હેસિયતથી એકપણ અક્ષર પાડવો નથી' એ ઉદ્ઘોષણા કરી; સ્વયં લા.ઠા. સ્પષ્ટ કરી દે છે કે, તે અહીં–આ સ્થાને (એટલે કે આ ગ્રંથમાં) અભ્યાસી–વિવેચકના ઘોડલે ચડીને લખતાં નથી, સમીક્ષા કરતાં નથી પણ એક ભાવક, ભાવયિત્રી પ્રતિભા ધરાવનાર, સર્જકત્વની સિદ્ધિ પ્રાપ્ત કરી ચૂકેલ સર્જક લખે છે, કૃતિઓમાંના ઝંકારમાં જ ઝંકૃત થવાના આનંદને સહજ ભાવથી સંભળાવે છે. ભરત નાયકના નિબંધના પ્રત્યોદગારમાં લા.ઠા.ની ભાવકચેતના ખીલી ઊઠે છે ને શબ્દલીલામાં રમમાણ બને છે. એક ભાવકનું પ્રવર્તન કૃતિબોધને કેવી રીતે ઝીલે છે તેનો આ ઉત્તમ નમુનો છે. આ એકમાત્ર નિબંધ સ્વરૂપની કૃતિના આસ્વાદને બાદ કરતાં પછીની દસ રચનાઓ કાવ્યસ્વરૂપના આસ્વાદ નિમિત્તે સર્જાઇ છે. જેમાં લા.ઠા.ની કાવ્યરુચિના પડઘાં પ્ર–ભાવક રીતે પડઘાય છે, સંભળાય છે. આમ તો એ પોતે કહે છે તેમ 'એક ભાવક તરીકે મને બે સાહિત્યસ્વરૂપો દિલચસ્પ લાગ્યાં છે. ટૂંકીવાર્તા અને પર્સનલ એસે'(પૃ.28) તેમ છતાં અહીં તેમની કાવ્યપ્રીતિ પ્રગટતી જોઇ શકાય છે, અનુભવી શકાય છે, આસ્વાદી શકાય છે.

કાવ્યસર્જક અને કાવ્યભાવકની પૂર્ણ ચેતનાનું બીજુ નામ અંતઃશ્રુતિપટ છે. એ પણ Soundsને ઝીલે છે. પરિણામરૂપ ભાવનમાં ઇન્દ્રિયગોચર સ્વ અને તેના સાપેક્ષ સંદર્ભો ઉત્કટ રીતે Feel થાય. એ Feelingની પ્રતિક્રિયારૂપે આ દસ કલાકૃતિઓ કાવ્યસંદર્ભે પ્રગટી છે. જેમાં કવિ અને ભાવક લા.ઠા.ની ચેતનામાંથી પ્રગટતી માધુરીનો પૂરતો પરિચય મળે છે. રવીન્દ્રનાથની કાવ્યરચના 'હું શું જાણું, શું જાણું?'ના રસાનુભવને શબ્દદેહ આપતા પ્રારંભમાં જ લા.ઠા. પોતાની ભાવના રજૂ કરી દે છે– 'એ રચનાના પ્રતિભાવ–પ્રસારને, કહું કે એ પ્રસાર નિમિત્તે ચેતનાની સપાટી પર ઊપસતી સમગ્રીને, કાગળ પર ઉતારવાનો આશય છે. ભલે એ સામગ્રી સ્વૈર પ્રસરે.' આ ગ્રંથની સર્વ કૃતિઓનો થાટ કદાચ આ વિધાનમાંથી બંધયેલો–રચાયેલો જોઇ શકાશે. લા.ઠા. કાવ્ય–સ્વાદની સાથે સાથે કાવ્યતત્ત્વની પણ ચર્ચા કરે છે. 'કાવ્ય એક સ્વતંત્ર ઘટના છે. જે છે તે કાવ્યમાં જ છે. જે પમાય છે તે કાવ્યરૂપે જ પમાય છે. કોઇપણ કલાકૃતિ વિશે આમ કહી શકાય. કાવ્ય ભાવને ઉદ્દીપીત કરીને રસાનુભવ કરાવે છે. આમ એ ભાવાત્મક, રસાત્મક પરિણતિ છે.' અહીં સંસ્કૃત કાવ્યશાસ્ત્રના રસતત્ત્વની પણ ચર્ચા જોઇ શકાય છે. એક કવિ તરીકેની કાવ્યએષણા પણ પ્રગટતી જોઇ શકાય છે.

આ ગ્રંથમાં કવિપ્રિય સાહિત્ય સ્વરૂપ –એવા ટૂંકીવાર્તા વિશેના અગિયાર લેખો છે. જેમાં ગુજરાતી ઉપરાંત ભારતીય અને વિશ્વસાહિત્યની વાર્તાઓમાં પ્રગટ થતી રસાત્મકતાને લા.ઠા.એ તાકી છે. ગ્રંથની અંતિમ કૃતિમાં રાધેશ્યામ શર્માને તેની પ્રતિનિધિ વાર્તાઓ સંદર્ભે લખેલ 16 પત્રો સંકલિત છે. એ પત્રોમાં સહૃદય ભાવક ઉપરાંત કળાજ્ઞનો સૂર પણ ભળે છે. વાર્તાની નબળાઇઓને પણ લા.ઠા. સંકેતવાનું ચૂક્યા નથી.

લા.ઠા.ની કલાકૃતિ પ્રત્યેની આત્મિય તટસ્થતા, રસરૂપની–નિર્મલ સત્યની અપેક્ષા આપણને ભાવિત–પ્રભાવિત કરી દે છે. પ્રતિભાવમાં પ્રત્યક્ષ થતી સ્મરણીય ચેતનાનો આલેખ અહીં અનુભવાય છે. વિવેચનની શિસ્ત વગર અપાયેલા કલાકૃતિઓના પ્રતિભાવો આસ્વદ્ય બની રહે છે. તેમના પ્રતિભાવોમાં અનેક સ્મરણીય ચેતનાઓ પ્રત્યક્ષ થાય છે અને શબ્દદેહમાં ઝીલાય પણ છે. 'પોષની રાત' વાર્તાના આસ્વાદમાં લા.ઠા. ટૂંકીવાર્તાનાં કલાસ્વરૂપની વાત પણ કરી દે છે. 'ટૂંકીવાર્તા કદમાં ટૂંકી છે. એક, બે, થોડાંક પાત્રો જ ઘટનાના ઘાટઘટન સાથે લાઘવથી પ્રત્યક્ષ થાય. ભાવકને પ્રત્યક્ષ થતા પટમાં તો તે વ્યક્તિસાપેક્ષ જીવનસત્ય જ ઊપસી રહે. પણ સમાંતરે અને ભાવનની ક્ષણોમાં અને સાતત્યમાં ઊપસી રહે રાજ–સમાજ–સત્તાનાં કારક, પ્રભાવક તંત્રો.' (પૃ.161)

તો 'હેમરેજ' વાર્તાના આસ્વાદમાં–

> *"ટૂંકીવાર્તાની કળામાં વિશેષણ 'શોર્ટ' સર્જકને કસોટીમાં મૂકે છે. સપાટી પર સારવેલા સત્યની નીચે મનુષ્ય જીવનનું અજ્ઞાત, ગૂઢ સત્ય વાર્તાકારને 'પ્રત્યક્ષ' પામવું છે. ટુ બી ઇઝ ટુ બી રિલેટેડ. એક વ્યક્તિની વાર્તા પણ અન્ય સાથેની રિલેશનશિપ વગરની ન હોય. અન્ય છે તો વ્યક્તિ છે; અને તેની અંગત કે બિનઅંગત અભિવ્યક્તિ છે.*
>
> *વ્યક્તિનું જીવનસમસ્ત, અપાર અન્યસાપેક્ષતા સમેત, ટૂંકું ન હોય. સમસ્ત સાપેક્ષતામાં વ્યક્તિનું આંતરિક એકાંતનું સત્ય, ઉત્કટ સંવેદન ક્ષણોની ઘટના–ઘટનાઓમાં, વાર્તાકાર પ્રત્યક્ષ કરે. વ્યક્તિના સ્થલકાલસાપેક્ષ સત્યની ઘટના, કલાઘટનાથી, મનુષ્યના સ્થલકાલનિરપેક્ષ સત્યની વ્યંજના બની રહે. અ–કલિત જીવન તે કલાઘટનની ક્ષણોમાં કંઇક વિશેષ કલિત, વ્યંજિત થાય." (પૃ.171)*

વાર્તા આસ્વાદ સાથે સાથે પ્રગટ થતી એક કળામર્મજ્ઞની જ્ઞાત કળાપરખ પણ ઉપસી છે. આ આસ્વાદ્ય પ્રક્રિયા દ્વારા લા.ઠા. ભાવકના ભાવનમાં ભાવચિત્રી પ્રતિભાને ભાવોત્કટ રીતે ઊજાગર કરે છે. ભાવકનું ભાવન વિસ્તારી–વિકસાવી આપે છે. આ વાર્તાઓનો આસ્વાદ કરતી વેળા ભાવકના ભાવનમાં

સાંસ્કૃતિક સંદર્ભો પણ સજીવ થયા કરે છે. આમ, વાર્તા–સમગ્રનો આસ્વાદ અનુભવાય છે, રસાનુભવ પમાય છે.

આ ગ્રંથમાં બે કૃતિઓ વ્યક્તિવિશેષને કેન્દ્ર બનાવતી, ચરિત્રાત્મક કૃતિઓ છે. 'સ્મૃતિના આયનામાં રમણભાઈ' અને 'સુન્દર–સત્ય–શિવને એનસર્કલ કરતાં કરતાં' ધીરૂભાઈ ઠાકરના વ્યક્તિત્વને ઉપસાવતી કૃતિ. તો 'કવિની કેફિયત' અને 'નવલકથાકારની કેફિયત' સામયિકોના ઈજનથી લખાયેલી કૃતિ છે. આ ઉપરાંત લા.ઠા.ની પ્રિય કળા–નાટ્યકળાની એક કૃતિ 'મિથ્યાભિમાન'ના રંગમંચનના આસ્વાદ પછીનો આનંદોદ્ગાર મહેન્દ્રસિંહને લખાયેલ પ્રતિભાવાત્મક પત્રમાં સમાવાયો છે. આ સર્વમાં પણ લા.ઠા. સહજિક રીતે જ 'રસ'ને કેન્દ્ર બનાવી વાત કરે છે–આસ્વાદ કરે છે.

'સોનેરી ચુંબન'માં લા.ઠા.ના ભાવકત્વ અને સર્જકત્વ બન્ને અભિન્ન રીતે જોડાયા છે. અહીં લા.ઠા. એટલે કે સર્જક પોતે ભાવક–સહૃદયમાં વિગલન પામ્યો છે. એક ભાવકના ભાવનમાંથી ભાવકમાત્રનો બિનંગત અવાજ રજૂ થવા પામ્યો છે તેથી તો એ પ્રભાવક બન્યો છે. કૃતિ પ્રત્યેના પોત્તાના પ્રતિભાવને કાગળ ઉપર ઉતારી પોતે જ પોતાની ભાવકચેતનાને સાંભળવા પ્રયાસ કરે છે; સાંભળે પણ છે. આ ગ્રંથમાં ભાવક લા.ઠા.ની શ્રવણીયતા, સ્મરણીયતા, સ્વાભાવિકતા, ભાવાત્મકસંચેતના, સહૃદયતા અને સહજતાનો આપણને શબ્દદેહે સાક્ષાત્કાર થાય છે. અહીં લેખક દૂરથી, સમીપથી, સાવ સમીપથી જોનાર સર્જક–આસ્વાદક દૃષ્ટિથી જોઈ રહે છે, તે દૃષ્ટિ જેટલી બિનંગત કહી શકીએ તેટલી જ તે તન્મય છે, તદ્રુપ છે. એટલે આસ્વદક લા.ઠા.ની આ તદ્રુપતા કૃતિના કાલાંતરને વિગલિત કરી નાખે છે અને વાચક–ભાવકની ચેતનામાં વર્તમાનની ક્ષણો, અનુભૂતિ બની રહે છે. એક ભાવક અને સર્જક કૃતિનો આત્મભાવ કાલાંતરો અને સ્થલાંતરો પાર કરીને ક્યાં અને કોની સાથે તાદાત્મ્ય અનુભવે છે તેની નોંધો આ પુસ્તકમાં જોઈ શકાય છે. આ ગ્રંથનો મહિમા એ છે કે તેમાં લાભશંકર ઠાકરે કૃતિઓના અંતર્નિહિત સૌંદર્યને પ્રત્યક્ષ કરી આપ્યું છે–કહો કે સૌંદર્યનો રસ આપણને ચખાડે છે, પીતા શીખવાડે છે. લા.ઠા.ના નિરીક્ષણો શબ્દની સુશ્રુતતાથી અને કૃતિના હાર્દમાં પ્રવેશ કરાવનારા–સહજ ભાવનપ્રક્રિયામાં જોતરનારા છે. જે ભાવક આ ગ્રંથમાં એકવાર પ્રવેશ કરશે તેની ભાવયિત્રી પ્રતિભા અને તેની નિજ ચેતનામાં ભાવરચનારૂપનું નિર્માણ કરવાની પ્રક્રિયા ખિલવવામાં આ આસ્વદ્ય ચર્વણાઓ ઉપયોગી બનશે એમાં બે મત નથી.

**ભરત મકવાણા, જે.આર.એફ., ગુજરાતી ભાષા–સાહિત્ય ભવન, ભાવનગર યુનિવર્સિટી, ભાવનગર**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# શબવત વાર્તામાં જાતીયતાના સંદર્ભે આધુનિકતા : ડૉ વિશ્વનાથ પટેલ

### ભૂમિકા

અંગ્રેજી મોર્ડન (modern) શબ્દના ગુજરાતી પર્યાય તરીકે આધુનિક શબ્દ સ્વીકારાયો છે. આ આધુનિકતા સંજ્ઞા બહુપરિમાણી છે,એટલે જ તેની સાથે વિવિધ અર્થો જોડાયેલા છે. જેમકે, 'રીત ભાત,રીત રિવાજ, પદ્ધતિ, હાલત,અવસ્થા,આકાર વગેરેનો સમાવેશ થાય છે. આધુનિકતા એટલે 'નવીન', 'હમણાનું' –જેવા કોશગત અર્થો પ્રાપ્ત થાય છે.

### આધુનિકતા અને જાતીયતા

આધુનિકતા એ સંકુલ સંજ્ઞા છે. એટલે જાતીયવૃત્તિ બાબતે આપણે કેટલીક ગેરસમજો કરીએ છીએ.આધુનિકતા એટલે જાતીયવૃતિનું મુકત આલેખન એવો અર્થ કયારેય થતો નથી. એટલે જે કૃતિમાં જાતીયતાનું આલેખન કરવામાં આવ્યું હોય તે આધુનિક સાહિત્ય છે એમ માની શકાય નહિ.

માનવ ઉત્ક્રાંતિની સમાન્તરે સમાજ, ધર્મ, સંસ્કૃતિ અને વિજ્ઞાનનો પણ વિકાસ થતો રહયો છે. પરતું તેનું મહત્વપૂર્ણ ઉચ્ચબિંદુ કલાનો આવિષ્કાર છે કલા માનવને આનંદ માટેની પીઠિકા રચી આપે છે. જે આનંદની શોધ માણસ સતત કરતો રહયો છે, પછી તે આનંદ કેફી દ્રવ્યો ના સેવન દ્વારા હોય, કે પછી બાહય સાધના દ્વારા ? પણ આનંદની લિપ્સા મનુષ્યની એક શોધ કરી છે કલા માણસને એવા જ આનંદની રૂ–બ–રૂ કરાવવાનું સામ્થર્ય ધરાવે છે, પછી એ કલાનું ઉપાદાન ભલે જાતીયતા હોય, આનંદની પ્રાપ્તિ તો થાય જ છે.માનવ મનના આંતરિક પાસઓનો અભ્યાસ એ એક વિશિષ્ટ ઘટના છે, આદિકાળથી આજ પર્યત્ન આ જાતીયતા જુદા જુદા દષ્ટિબિંદુએ ગુજરાતી ટુંકી વાર્તાનો વિષય બનતી રહી છે.

બિપિન આસર નોંધે છે:

> *'સેક્સને જયારે અપમાનિત કરીને તેને ગંદુ સ્વરૂપ નિરૂપવામાં આવે છે ત્યારે તેને અશ્લીલતા કહે છે. સેક્સ અને અશ્લીલતા વચ્ચે બહુ મોટો તફાવત છે. સાહિત્યમાં જીવનની વાસ્તવિકતા તથા મૂલ્યોના ઉદ્‌ઘાટનને બદલે નગ્ન રૂપમાં કામવાસનાનું ઉદ્દીપન કરવાના આશયથી સર્જાતું સાહિત્ય અશ્લીલ છે. તેમાં માત્ર વાચકની જાતીયવૃતિને ઉત્તેજિત કરીને ક્ષણિક મનોરંજન આપવામાં આવે છે. જાતીયજીવન સાથે સંબંધિત ઘટનાઓના નિરૂપણમાં અશ્લીલતા હોતી નથી. એવું સાહિત્ય જો વેશ્યાજીવન પર લખવામાં આવ્યું હોય તો પણ તે અશ્લીલ નથી.'*

આમ જાતીયવૃત્તિ તો એક નૈસર્ગિક પ્રક્રિયા છે. તેના આલેખનથી કલાકૃતિ હીન બનતી નથી.બલ્કે કયારેક એ જ જાતીયતાની સામગ્રી કલાકૃતિને ઉત્તમ બનાવી શકે છે.પરિણામે માનવજીવનની વિટંબણાઓ અને અધમતાનું નિરૂપણ કરવા માટે જયારે સાહિત્ય સર્જનની સામગ્રી તરીકે જાતીયતા વપરાય છે ત્યારે તે સાહિત્ય અશ્લીલ બનતું નથી બલ્કે તેમાં માનવીય સંકુલતાની વિવિધતાઓનું દર્શન થાય છે.

ગુજરાતી ટૂંકી વાર્તાનો ઈતિહાસ જોઈએ તો છેક ગોવાલણીમાં બાહ્ય આકર્ષણ રૂપે કામવૃતિનો જ ભાવ નિરૂપાયો છે ગુજરાતી ટૂંકી વાર્તાના જાણીતા પ્રથમ ઉત્તમ વાર્તાકાર ધૂમકેતુની 'આંસુની મૂર્તિ' હોય કે દ્વિરેફની 'ખેમી', સુન્દરમ્ ની 'ખોલકી' ઉમાશંકરની 'મારી ચંપાનો વર' હોય મેઘાણી, પન્નાલાલ, જયંતિ દલાલ, બકુલેશ, જયંત ખત્રી, ગુલાબદાસ બ્રોકર અને મડિયા બધા જ વાર્તાકારોની વાર્તાઓમાં કામવૃતિ સોળેકળાએ ખીલી છે. તેવી જ રીતે આધુનિક અને અનુઆધુનિક યુગમાં બક્ષી, સુમન શાહ, માય ડિયર જયુ, મણિલાલ હ. પટેલ, મોહન પરમાર, કે રમેશ ર. દવે હોય સહુમાં કામવૃતિની વાત નોખા નોખા મિજાજ સાથેની પ્રગટતી રહી છે.

રમેશ ર. દવેનાં વાર્તા સંગ્રહ 'શબવત' ની વાર્તા 'શબવત એક ધ્યાનપાત્ર વાર્તા છે. આ વાર્તા એક નવા જ વિષય સાથે લખાયી છે. વાર્તાકારે આ વાર્તામાં માનવીય આદિમવૃતિનો બળુકો અવાજ આપણી સામે પ્રસ્તુત કરી એક કલાત્મક વાર્તા આપી છે.

'શબવત' વાર્તામાં વાર્તાનાયક જલ્પુના પપ્પાને પ્રમોશન મળે તેમ છે, પરંતુ પોતાના પ્રમોશન માટે મોટા સાહેબને ખુશ કરવા પડે તેમ છે. સાહેબને ખુશ કરવા માટે પોતાની પત્નીને એક રાત્રી માટે સાહેબનાં ઘેર મોકલવા માટે નાયક પત્નીને કાલાવાલા કરે છે. આ વાત પત્ની સમક્ષ કરતાં પત્નીના પ્રત્યાઘાતો જો વા હોવા જોઈએ તેવા જ છે, પરંતુ પતિ તરીકે વાર્તાનાયકનાં પ્રત્યાઘાતો આપણને પીડા આપી જનારા છે. પોતાની પત્નીનો સાહેબ ઉપભોગ કરે તે વાત તે સહજતાથી સ્વીકારી શકે છે. આ આધુનિક યુગની દેન છે, પતિ – પત્નીને માત્ર પોતાના ઉપભોગ અને ઉપયોગનું જ સાધન સમજે છે. એટલે જ સાહેબને પોતાની પત્ની સોંપતા તેને સહેજ પણ સંકોચ થતો નથી. ઉલટુ પોતાના થયેલ પ્રમોશનનો આનંદ વિશેષ બનાવવા માટે તે ઉત્સુક છે. વાર્તાનો પ્રારંભ જ બેડરૂમનાં બેડ ઉપરથી થાય છે. સામાજિક દષ્ટિએ ઘણી બીભત્સ કહી શકાય તેવી બાબતોને વાર્તાકારે બહુ જ સહજપણે પ્રસ્તુત કરી છે, બલ્કે અશ્લીલ જેવી બાબતોને વાર્તાકારે સંયમિતતાથી કલાત્મક બનાવી દીધી છે ત્યાં જ વાર્તાકારની વાર્તાકલાનો વિજય થઈ ગયો છે.

વાર્તા નાયિકા આદર્શ ભારતી નારી છે. તેથી જ તે પતિના સુખમાં પોતાનું સુખ જુએ છે. વાર્તા આધુનિક હોવા છતાં તેમાં નિરૂપાયેલું નારીપાત્ર આધુનિક નથી જણાતું તેથી જ તે પતિની ઈચ્છાને વશવર્તી પરપુરૂષનું પડખું સેવવા તત્પર બની છે, ને અનેક વિટંબણાઓમાંથી પસાર થઈ છે. અને અંતે વિચારે છે.

'એ એમને એક વાર પ્રમોશન તો અપાવશે જ અને એ પતી જાય પછી પોતે પોતાનો માર્ગ કરી લેશે...' મરવાનાં કંઈ એક – બે રસ્તા જ ઓછા છે ?' ... બહુ થશે તો મડું થઈને પડી રહીશ. (પૃ.૮૪) અંતે શબવત બની પડી રહેવાનાં નિર્ણય સાથે તે પતિના સાહેબને મળવા જવાનો નિર્ણય કરે છે. પણ પછી તે વિચારે છે 'એ કદાવર જેવા માણસ સાથે એક પથારીએ શી રીતે સુવાશે?' (પૃ.૮૪)

ભારે મનોમંથન પછી તે સાહેબ ત્યાં જાય છે. સાહેબને મળ્યા પછી તેમના વિશે વિચારેલી અટકળો ધીરે–ધીરે વિખેરાતી જાય છે. સાહેબ નાયિકાને નહાવા માટે બાથરૂમ બતાવે છે. મનમાં તો ઘણું થાય છે કે નથી નહાવું પણ ન્હાઈ લેવાથી ઉકળાટ શમશે એવા વિચારે તે બાથરૂમમાં પ્રવેશે છે.

'એક વાર એવો સિલિંગ સુધી ઊંચા આયનામાં પોતાના શરીરને જોયું. આમ આખું શરીર એ જિન્દગીમાં પહેલી જ વાર જોતી હતી' (પૃ.૮૫)

થોડીવારે દરવાજા ઉપર ટકોરા સંભળાય છે. 'મે આઈ કમ ઈન મેડમ? 'બારણું ખોલી ઊંડો શ્વાસ લઈ સાહેબે કહ્યું હતું: 'મને ખબર હતી કે તમે લવેન્ડર જ વાપરશો. મને પણ એ જ ગમે છે. પણ હવે એક

રિકવેસ્ટ કરું ? સેન્ટ હું મારી પસંદગીનું લગાવી દઉં અથવા તમને ન ગમે તો તમે જાતે સ્પ્રે કરી લો... પણ પસંદગી મારી બરાબર ? ...'

એણે સ્પ્રે પણ સાહેબને જ કરવા દીધો એટલું જ નહીં, એમણે હાથ પકડીને ઊંચો કરી બગલમાં સ્પ્રે કર્યો ત્યારે થયુંચ ખરું: સારું થયું હમણા જ સફાઈ કરી લીધી હતી, નહીં તો એમને કેવું ગંદું લાગતે ? પછી એ હસી પડી, પોતાની જાત ઉપર. હમણાં તો કહેતી હતી; નથી નહાવું ભલે મારો પરસેવો ગંધાય તને!' (પૃ ૮૬) પ્રસ્તુત વિધાન ઘણું સૂચક છે. પતિ કરતાં અન્ય પુરૂષ પાસેથી મળેલો ભાવ નાયિકાને સહજ રીતે જ પરપુરૂષ તરફ આકર્ષત કરી દે છે તેમાં તેની અદમ્ય પુરૂષ ઝંખનાનો પ્રતિઘોષ સંભળાય છે. માનવીય સહજવૃતિ અહીં દેખા દે છે. અતિ ચારિત્ર્યવાન વ્યકિત પણ આવી કેટલીક ક્ષણોમાં પોતાનું ભાન ગુમાવી કામતૃપ્તિનો આનંદ પ્રાપ્ત કરી લે છે, ત્યારે તેવી વ્યકિતને ચારિત્ર્યહીન કહેવી કે કેમ તે એક મોટો સામાજિક પ્રશ્ન છે. વાસ્તવમાં તેમાં માનવીય આદિમવૃતિનો આવેગ જ દષ્ટિગોચર થાય છે. ક્ષણ બે ક્ષણ માટે ભાન ભૂલી સામાજિક દષ્ટિએ જેને અનિષ્ટ કહીએ તે દિશામાં નાયિકા ફંટાઈ જાય છે. સભાન થયા પછી તેનામાં તે ઈચ્છાઓ મટી જતી નથી, પરંતુ તેવી ઈચ્છાઓનું તે દમન કરી જીવે છે. વાર્તાનાયિકા માટે પણ આ એક જ માર્ગ બાકી રહયો છે.

ઉપરાંત સાહેબનો એક સ્ત્રી પ્રત્યેનો વ્યવહાર, આદરનો ભાવ તેની ઈચ્છા– અનિચ્છાનો ખ્યાલ અને કામ – sex ને માત્ર sex ની રીતે નહિ પણ પ્રેમમિશ્રિત કામરૂપે ઉપભોગ કરનાર પુરૂષ તરીકે પ્રગટ થાય છે. નાયિકાની મુંઝવણ જોઈ તેને બાજુનાં રૂમમાં સુવાની વ્યવસ્થા કરવા સુધીની તેની ઉદારતા નાયિકામાં જબ્બર પલટો લાવે છે, ને તે આ પરપુરૂષને સહજતાથી સ્વીકારવા માટે તત્પર બને છે; એટલું જ નહિ પરંતુ આપ આપ જ તે પુરૂષનાં શરીર ફરતે પોતાની કોમળ ભુજાઓની સાંકળ બાંધી દે છે. અહીં મડું બનીને પડી રહેવાનાં વિચાર સાથે આવેલી નાયિકા કામવૃતિનો ભરપુર આનંદ પ્રાપ્ત કરે છે.

વાર્તાનાયિકા પોતાના પતિ સાથે પથારીમાં સૂતી છે, ને સાહેબ સાથે ગાળેલી રાત્રીનાં સ્મરણો વાગોળી રહી છે. પતિ પ્રમોશનની ખુશીમાં પત્નીનો ઉપભોગ કરી રહયો છે – ચૂંથી રહયો છે. ત્યારે વાર્તાનાયિકા સાહજિક જ પતિ અને સાહેબ બંનેની તુલના કરી બેસે છે. એવી તુલનાનાં પરિણામો ઘણાં વિપરિત આવતાં હોય છે. પરંતુ વાર્તાકાર એવી કોઈ દિશામાં વાર્તા ન લઈ જતાં યોગ્ય સમયે જ વાર્તાને પરાકાષ્ઠએ પહોચાડી દે છે. ' હવે જલ્પુના પપ્પા હમચી ખૂંદતા હતાં, હમણાં... હમણાં એને થયું: શું કરે તો અસહ્ય યાતનામાંથી છૂટી જવાય? અચાનક એને સુઝી આવ્યું : એ શબવત થઈ ગઈ ' (પૃ ૯૧) જયાં તે શબવત બની રહેવા માંગતી હતી ત્યાં તે જીવન્ત બની જાય છે અને જયાં જીવન્ત હતી ત્યાં તે શબવત બની જાય છે. વાર્તાની ખરી કલાત્મકતાનો અનુભવ આપણને ત્યાં થાય છે.

---

**ડો. વિશ્વનાથ પટેલ, અધ્યક્ષ ગુજરાતી વિભાગ, શામળદાસ કોલેજ, ભાવનગર. ફોન ૯૬૬૨૫૪૯૪૦૦**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# મિથ અને મનોવિજ્ઞાનનો સંબંધ–યયાતિ વિષયક વિવિધ સર્જનોને આધારે : ધ્વનિલ પારેખ

---

આધુનિક સમયમાં મનુષ્ય જીવન દિવસે ને દિવસે વધુ ને વધુ સંકુલ થતું જાય છે. અનેક સમસ્યાઓથી ઘેરાયેલાં માણસની ભીતર હતાશા ઘર કરી ગઈ છે. એની પાસે અનેક સમસ્યા છે, પ્રશ્નો છે,જેનો ઉકેલ શોધવા માટે એ અથાક પ્રયત્નો કરે છે. પણ એને હંમેશા સફળતા પ્રાપ્ત થતી નથી, નિષ્ફળતા એ જીરવી શકતો નથી. પરિણામે, એ પોતાના સંકુલ જીવનને ટૂંકાવવાનો પ્રયત્ન કરે છે. આ મુદ્દે આપણી શિક્ષણવ્યવસ્થા સામે પણ પ્રશ્ન થાય એમ છે. જ્ઞાન અને શિક્ષણની આટલી સમૃદ્ધ પરંપરા હોવા છતાં મનુષ્ય જીવન શું કામ ટૂંકાવે છે? એનો જવાબ કંઇક એમ આપી શકાય કે,આપણે શિક્ષણને આપણી સમજશક્તિ વિકસાવવાના એક માધ્યમને બદલે આર્થિક સ્થિતિ મજબૂત કરવાના એક સાધન તરીકે સ્વીકાર્યું છે. એટલે, આપણી આર્થિક સધ્ધરતા ભલે વધી હોય પણ સમજ છેક તળિયે પહોંચી ગઈ છે અને જ્યાં સમજનો અભાવ હોય ત્યાં સમસ્યાઓનું વર્તુળ વિસ્તરતું જવાનું, જીવન વધુ ને વધુ સંકુલ થતું જવાનું. આ વર્તુળમાં ઘેરાયેલો માણસ બહાર નીકળવા ફાંફા મારે છે અને જ્યારે હારી–થાકી જાય છે ત્યારે એ ફરી પોતાના આદિસ્રોતો તરફ મીટ માંડે છે, કે કોઈક ચમત્કાર થશે અને આ વર્તુળમાંથી એ મુક્ત થશે.

મિથનો પ્રદેશ આવા જ ચમત્કારોથી ભરપૂર છે. મિથ વિશે એક સાદી વ્યાખ્યા આપવી અઘરી છે એટલે હું એવો પ્રયત્ન પણ કરવાનો નથી પણ અનેક શાખાઓનાં સમૂહથી આખરે મિથ બને છે. પુરાકથા, દંતકથા, રહસ્યકથા, આદિકથા, ઐતિહાસિકકથા, સામાજિકકથા, ધાર્મિકકથા, મનોવૈજ્ઞાનિકકથા વગેરેના સમૂહથી મિથ બને છે. આ શાખાઓ એકબીજાથી ભિન્ન છે પણ કોઈ એક સંવેદનબિંદુએ એમની વચ્ચે સંબંધ સ્થપાયેલો જોવા મળે છે. જેમ જેમ એને મુલવતાં જઈએ તેમ તેમ એનો વિકાસ થતો રહે છે. આ પુરાકથાનાં મૂળ અને કુળ વિશે કોઈ ચોક્કસ માહિતી નથી. કારણ કે મિથ લોકસાહિત્યનો એક ભાગ છે અને લોકોના સામૂહિક અનુભવમાંથી નિષ્પન્ન થાય છે.

મિથની નિર્માણ પ્રક્રિયા વિશે રમેશ ગૌતમ કહે છે,

> *"મિથ ખરેખર તો એ વિજ્ઞાન છે, જેના દ્વારા આદિમાનવે પ્રકૃતિના રહસ્યોનું ઉદઘાટન કર્યું. એટલે મિથની કલ્પના આદિમાનવ સાથે જોડાયેલી છે આદિયુગમાં મનુષ્યે પ્રકૃતિનાં સર્જન અને વિસર્જન સંબંધી પરિવર્તિત દશ્યો જોઈને, એના સૌન્દર્યથી મુગ્ધ અને વિકરાળ સ્વરૂપથી દુખી થઈને પોતાની સંપૂર્ણ ભાવનાત્મક અને બૌદ્ધિક ક્ષમતા સાથે કુતૂહલપૂર્વક જે શ્રદ્ધા અને ભાવોની અભિવ્યક્તિ કરી હશે , શક્ય છે મિથની નિર્માણ પ્રક્રિયા ત્યાંથી શરૂ થઈ હશે. "*(1)

આધુનિક સાહિત્ય ઉપર મનોવિજ્ઞાનનો પ્રભાવ ખાસ્સો રહ્યો છે. ફ્રોઈડ અને યુંગે આપેલા જુદા જ પ્રકારના મનોદર્શનનો લાભ સાહિત્યને પણ મળ્યો છે. મિથ વિશેની આખી સમજમાં પણ એના કારણે

---

પરિવર્તન આવ્યું છે. મિથને ધાર્મિક પ્રવૃત્તિ તરીકે જોનારાઓની સંખ્યા હજી પણ ઓછી નથી તેમ એને ચૈતસિક પ્રવૃત્તિ તરીકે આલેખનારાઓની સંખ્યા પણ જરાય ઓછી નથી.

વ્યક્તિનું મન પોતાની આસપાસ ચાલતી તમામ ગતિવિધિઓના પ્રતિબિંબ ઝીલતું હોય છે. જે પ્રતિબિંબ એની સંવેદનાને સારી કે માઠી અસર પહોચાડે એ પ્રતિબિંબ એના અજાગ્રત કે અર્ધજાગ્રત મનમાં સ્થાયી થઇ જતું હોય છે. પછી કોઈકને કોઈક રીતે, કોઈકને કોઈક સ્વરૂપે એ અભિવ્યક્ત થયા વિના રહેતું નથી.એ અભિવ્યક્ત થાય છે ત્યારે પણ એની સારી કે માઠી અસર તો નિષ્પન્ન થાય જ છે.આ અભિવ્યક્તિ કોઈ કલાકૃતિ રૂપે પણ થાય છે કે પછી એનું સમાધાન સ્વપ્નમાં પણ થતું હોય છે. તો ક્યારેક મિથ રૂપે પણ એ પ્રતિબિંબનું સમાધાન થતું હોય છે. મિથ સાથે સંકળાયેલાં ઐતિહાસિક કે સાંસ્કૃતિક ખ્યાલનો મનોવિજ્ઞાન છેદ ઉડાડે છે. ક્રિયાકાંડી ધાર્મિક ખ્યાલને પણ પછી અવકાશ રહેતો નથી. એનો સંબંધ કેવળ વ્યક્તિના મન અને એની ચૈતસિક દુનિયા સાથે જ રહી જાય છે.

મનુષ્યજીવન જેમ જેમ વિકસિત થતું ગયું તેમ તેમ એના પ્રશ્નો વધતા ગયા, અત્યાર સુધી તો શ્રદ્ધા – અંધશ્રદ્ધા બળે ધાર્મિક વિધિવિધાનો દ્વારા મનુષ્ય પ્રશ્નોનું સમાધાન શોધી લેતો હતો પણ હવે? હવે પ્રશ્નો જુદા હતા.આ પ્રશ્નો સીધા એના મનને અસર કરતા હતા અને એને કારણે એનો માનસિક સંઘર્ષ પણ વધ્યો હતો. કુદરતથી વિમુખ થવાને કારણે મનુષ્ય માનસિક પ્રશ્નોની સમ્મુખ થયો. આ નવા પ્રશ્નોને કારણે મિથને જોવાનો નવો દૃષ્ટિકોણ પણ આવ્યો કે જેમાં મિથને અજાગ્રત કે અર્ધજાગ્રત મન સાથે સાંકળી લેવામાં આવી. ફ્રોઈડ પણ કંઈક આ જ પ્રકારની વાત કરે છે,

> *"ફ્રોઈડનું કહેવું છે કે, મનુષ્ય જેમ જેમ પ્રકૃતિનો સાથ છોડતો ગયો તેમ તેમ એની જાતીય સ્વતંત્રતા ઉપર અંકુશ આવતો ગયો. ભય, પવિત્રતા વગેરેની લાગણીઓ એમાંથી ઊભી થઈ છે."(2)*

અત્યાર સુધી મિથને ધર્મ પૂરતી સીમિત અને વ્યક્તિ આધારિત માનવામાં આવતી હતી પણ હવે, મિથ ધર્મકેન્દ્રી કે વ્યક્તિકેન્દ્રી નથી પણ મનકેન્દ્રી અને સમૂહકેન્દ્રી છે.કારણ કે યુંગે ફ્રોઈડની માન્યતાના સામે છેડે જઈને પ્રસ્થાપિત કર્યું હતું કે, મિથ એ વ્યક્તિગત પ્રક્રિયા અંતર્ગત નહીં પણ સામૂહિક પ્રક્રિયા અંતર્ગત બનનારી ઘટના છે.

મિથનું વિશાળ જગત કે પછી એની અંદર બનનારી કોઈ એક ઘટનાની નિર્મિતિ કોઈ એક વ્યક્તિ દ્વારા શક્ય નથી. વ્યક્તિએ વ્યક્તિએ ઝીલાતાં સંસ્કારોના સમન્વયરૂપે મિથ પ્રગટ થાય છે.દરેક વ્યક્તિની સંવેદના પણ અલગ હોય છે અને આ સંવેદનાઓ એકસૂત્રે ગોઠવાઈને જે ચમત્કારિક કથારૂપનું સર્જન કરે એ મિથ તરીકે ઓળખાય છે.ખરા અર્થમાં તો વ્યક્તિનું ચેતન મન મિથની રચના કરવા સક્ષમ નથી. વ્યક્તિગત અચેતનમાં પણ એ ક્ષમતા નથી.માત્ર સામૂહિક અચેતન જ મિથની સૃષ્ટિ ઊભી કરી શકે. વ્યક્તિનું ચેતન મન કેવળ પ્રકલ્પોનું નિર્માણ કરી શકે છે, વ્યક્તિનું અચેતન મન સ્વપ્નકથા વગેરેની સૃષ્ટિ ઊભી કરી શકે છે જે મિથ નથી પણ મિથનો આભાસ હોય છે, જ્યારે સામૂહિક અચેતન જ ખરા અર્થમાં મિથની સૃષ્ટિ ઊભી કરવાની ક્ષમતા ધરાવે છે,જેનું સ્વરૂપ સાર્વભૌમ તથા સર્વકાલીન હોય છે. સામૂહિક અચેતન દ્વારા ઊભી થયેલી મિથની સૃષ્ટિને યુંગ સાર્વભૌમ અને સર્વકાલીન ગણાવે છે.જેમકે, યયાતિના કથાઘટકો અને એ ઉપરથી થયેલા વિવિધ સર્જનો.

મનોવિજ્ઞાને મિથને ધાર્મિક પ્રવૃત્તિ પૂરતી સીમિત ન રાખીને વ્યક્તિના મન સાથે જોડી આપી. આમ કરીને, " મનોવિજ્ઞાને મિથને નવું જીવન આપ્યું છે. માનસિક જીવનના ઊંડાણમાં પ્રવેશવાનો પ્રયાસ મનોવિજ્ઞાન દ્વારા જેટલો વધારે થાય છે એટલો એ પુરાકથાઓની નજીક લઇ જાય છે. મનોવૈજ્ઞાનિકો

મિથને અજ્ઞાત મનની પ્રતીકાત્મક ભાષા સાથે જોડીને કહે છે કે, મિથમાં મનુષ્યના ચિરસ્થાયી ભાવો. આકાંક્ષાઓ તથા કાર્ય પદ્ધતિઓ પ્રકાશિત થાય છે. એમનો અભ્યાસ માનવપ્રકૃતિનો અભ્યાસ છે."(૩)

મહાભારત ઉપાખ્યાનોનો ભંડાર છે અને એમાં કેટલાક ઉપાખ્યાનો અતિખ્યાત છે તો કેટલાક અલ્પખ્યાત છે. એમાં પણ યયાતિની કથા ભારતવર્ષમાં જાણીતી છે અને આ કથા સાહિત્યકારોએ જુદા જુદા સ્વરૂપોમાં જુદા જુદા દ્દષ્ટિકોણથી પ્રયોજી છે. યૌવનને ભોગવવાની લાલસાના કથાઘટકને કારણે યયાતિનું પાત્ર વધુ સંકુલ બને છે અને એમાંથી પેદા થતા તરંગો માત્ર મહાભારત પૂરતા સીમિત રહેતા નથી. એ સાંપ્રત સુધી વિસ્તરે છે અને હજી વિસ્તરતાં રહેશે. આ મિથને પ્રયોજતાં નાટકો, નવલકથાઓ લખાતાં જ રહે છે જે દર્શાવે છે કે આ કથાનું આકર્ષણ હજી જરાય ઓછું થયું નથી. અહીં 'યયાતિ'(વિ.સ.ખાંડેકર–નવલકથા), 'પૂરુ અને પૌષ્ટી'(વીરુ પુરોહિત–નાટક),'યયાતિ'(ગિરીશ કારનાડ–નાટક),અને 'દેહાંતર'(નંદકિશોર આચાર્ય–નાટક)–સર્જનોનો આધાર અભ્યાસ માટે લીધો છે.

ચરિત્રકોશ અનુસાર યયાતિની છબિ એક ભોગવિલાસ પ્રિય રાજા તરીકેની છે.એના ચરિત્રને લગતો એક શ્લોક આવો મળે છે,

"न जातु कामः कामनामुपभोगेन शाम्यति|

हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ||"

કામોપભોગથી કામની તૃષ્ણા ઓછી થતી નથી, પણ વધે છે. જેમ કે, અગ્નિમાં હવિર્ભાગ નાખવાથી એ વધારે જોરથી ભડકી ઉઠે છે." (4)યજ્ઞકુંડના અગ્નિમાં હવિ નાખવાથી એ ભડભડ બળે એવી જ કામવાસનાથી યયાતિ ભડભડ બળી રહ્યો હતો. એક પરાક્રમી રાજા – યયાતિ અને એની યૌવનને ભોગવવાની લાલસાને કારણે પ્રગટતાં અટપટાં આંતરસંબંધોને કારનાડે પોતાના આ નાટક'યયાતિ'માં પ્રગટ કર્યા છે. નાટકમાં સ્વર્ણલતાનો એક સંવાદ આવે છે, "ભોગની જેમ વેદના પણ એક વ્યસન હોય છે, દેવી"(5) યયાતિના ભોગનું વ્યસન બીજા માટે વેદના બની રહે છે.

વિ.સ.ખાંડેકરે પોતાની નવલકથા 'યયાતિ'માં ક્રમશ: યયાતિ લંપટ,વિલાસી રાજામાં કેવી રીતે ફેરવાતો જાય છે એની વાત વિગતે કરી છે. આમ, જેની વ્યભિચારી રાજા તરીકેની ઓળખ છે, એના એવા હોવા પાછળની એક સબળ ભૂમિકા અહીં રજૂ થઇ છે. પણ સાથે એ પ્રશ્ન થાય કે, પિતા સામે ફરિયાદ કરનાર યયાતિ એ કેમ ભૂલી જાય છે કે એ જે કરી રહ્યો છે, એના કર્મોની સજા એના સંતાનો ભોગવી રહ્યા છે કે ભોગવશે. પિતાના અપરાધની સજા પુત્રોએ ભોગવવાની એક પરંપરા ઊભી થઇ હોય એવું લાગે છે.

વ્યક્તિની કામવૃત્તિ, એની પાસે કેવાં કર્મો કરાવે છે–એક પરાક્રમી રાજા એક વ્યભિચારી રાજા બની જાય છે, એના ઉદાહરણ તરીકે પણ 'યયાતિ' વિષયક આ સર્જનોને જોઈ શકાય. આજના આધુનિક યુગમાં વૈજ્ઞાનિક શોધખોળને કારણે ભૌતિક સાધનોનું ઉત્પાદન ઝડપથી થવા લાગ્યું અને એનો પ્રભાવ પણ ઝડપથી પડવા લાગ્યો. જીવન બદલાયું તેમ મિથમાથી પણ નવાં અર્થઘટનો પ્રાપ્ત થવા લાગ્યા. આધુનિક મનુષ્યની કામવૃત્તિના વિપરીત પરિણામો આજે સમાજમાં ઠેરઠેર જોવા મળે છે અને યયાતિની મિથ દ્વારા સર્જક તે તરફ અંગુલિનિર્દેશ કરે છે.જેમ કે, 'પૂરુ અને પૌષ્ટિ' નાટકમાં એક જુદા દ્દષ્ટિકોણથી વાત થઇ છે. યયાતિના પૂરુના યૌવનને ભોગવવાનો નિર્ણય સંબંધોને ઉલટસૂલટ કરી નાખે છે. પૂરુ અને દેવયાની વચ્ચે આમ તો માં–દીકરાનો સંબંધ છે પણ આ નાટકમાં જુદી રીતે પ્રગટ થાય છે. પૂરુ દેવયાનીને કહે છે,"કેમ કે આપ અતિ સુંદર છો" દેવયાનીની આ વખતની માનસિક સ્થિતિ જુદી છે. કાચથી અવગણાયેલી દેવયાની પૂરુના આ શબ્દોથી મોહિત થઇ હોય એવું લાગે છે. દેવયાનીનો પૂરુ પ્રત્યેનો આ ભાવ નાટકમાં રજૂ થયેલો નવો દ્દષ્ટિકોણ છે. માતાનો પુત્ર પ્રત્યેનો આ ભાવ ઈડિપસ ગ્રંથિ

તરફ પણ ઇંગિત કરે છે. નાટ્યકારે પ્રથમ અંકમાં ખ્યાત કથાવસ્તુની સાથે બાળ પૂરું અને દેવયાનીનાં પ્રસંગની માવજતથી દેવયાનીનાં પૂરુ પ્રત્યેના આકર્ષણની વાત રજૂ કરી છે અહીં એક સ્ત્રીનું મનોજગત પ્રગટ થાય છે.

યયાતિ કથાની દોરી જેવી સરળ જણાતી વાત અંદરથી એટલી જ વળ ચઢાવેલી છે.વિલાસી યયાતિ યૌવનને ભોગવવા માગે છે પણ પોતાના પુત્રના યૌવનને ભોગે! હવે કયો પુરુષ પોતાના યૌવનને ભોગવવા તત્પર નથી હોતો?

આજના ભૌતિક યુગમાં આપણે 'આત્મા અમર છે'ની વાતો વારંવાર સાંભળ્યા કરીએ છીએ નાટ્યકાર નંદકિશોર આચાર્યે 'દેહાંતર'ની પ્રસ્તાવનામાં જણાવ્યું છે,"જીવનના પૂર્ણ ઉપભોગમાં વિશ્વાસ રાખનાર યયાતિ હંમેશા વિડમ્બનાપૂર્ણ સ્થિતિનો જ સામનો કરતો રહ્યો છે."એક નિર્ણયને કારણે સંબંધો વધુ ને વધુ ગૂંચવાતા જાય છે. શુક્રાચાર્યે બતાવેલું શાપનું નિવારણ શાપ કરતાયે વધારે દાહક સાબિત થાય છે. 'દેહાંતર' નાટકમાં નાટ્યકાર બિંદુમતિનું પાત્ર વિકસાવે છે. બિંદુમતિ યયાતિને એ બાબતનું ભાન કરાવતા જણાવે છે,"શુક્રાચાર્યનો શાપ વાળી દેવો શાપ આપવા કરતા પણ ભારી પડ્યું છે, ચક્રવર્તી! આખો ક્રમ ઉલટો થઇ ગયો." (6)પણ યયાતિની કથાના વિનિયોગ દ્ધારા આ સર્જકોએ શરીરનો મહિમા કરીને 'આત્મા અમર છે'ની વાતનો છેદ ઉડાડ્યો છે.આજે જ્યાં કેવળ શરીરનો જ મહિમા થતો હોય છે એવા સમયમાં આપણે જીવીએ છીએ અને એટલે જ યયાતિની કથા આજે અનેક અર્થમાં અનેક સ્તરે પ્રસ્તુત બની રહે એમ છે. મારી આ વાતને દઢાવવા છેલ્લે મુકુલ ચોક્સીનો એક શેર કહી મારી વાત પૂરી કરીશ–

*"પૂછ્યું મેં, કોણ છે? ઉત્તર મળ્યો યયાતિ છે,*

*બહાર જઇને જોઉં તો આખી મનુષ્યજાતિ છે."* (7)

### સંદર્ભ નોંધ


1. गौतम, रमेश ,हिंदी नाटक : मिथक और यथार्थ. अभिरुचि प्रकाशन, नई दिल्ही. १९९७ पृ.२२
2. દરજી, પ્રવીણ, પુરાકલ્પન. યુનિવર્સીટી ગ્રંથ નિર્માણ બોર્ડ, અમદાવાદ. ૧૯૮૯ પા.૨૯
3. सिंह, शम्भूनाथ, मिथक और आधुनिक कविता. पृ. ६४
4. चित्राव, सिध्धेश्वर शास्त्री, भारतवर्षीय प्राचीन चरित्रकोश भारतीय चरित्रकोश मंडल, पूना
5. કારનાડ,ગિરીશ, હિન્દી અનુવાદ–બી.આર.નારાયણ , યયાતિ.રાધાકૃષ્ણ પ્રકાશન, દિલ્હી. ૨૦૦૧, પા.૧૧
6. आचार्य, नंदकिशोर, देहांतर . वाग्देवी प्रकाशन,बिकानेर.पृ.४०
7. ચોકસી, મુકુલ, તાજા કલમમાં એ જ કે...ઈમેજ પબ્લી.પ્રા.લિ., અમદાવાદ, મુંબઈ. પૃ.૧૭



**ધ્વનિલ પારેખ, ૪૨,આનંદનગર સોસાયટી, સેક્ટર–૨૭, ગાંધીનગર–૩૮૨૦૨૭.**
**મો.–૯૪૨૬૨૮૬૨૬૧, ઈ–મેલ dhwani24in@yahoo.com,**
**parekhdhwanil@gmail.com**




**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

## કાવ્યાસ્વાદ– શમણે આવતી રમણાનું ગીત : અજિત મકવાણા

**એમ થાય નહીં પ્રેમ**

એવું લાગે છે રોજ
એવું લાગે છે રોજ હમણે હમણે
કે કો'ક મારું જાણીતું આવે છે શમણે.
એક તો છે મોડેથી સૂવાની ટેવ
અને કરતો નથી હું નિયમિત શેવ.
હા, મંદિરના આંટા હું મારું છું રોજ
તોયે પાંચે આંગળીએ નથી પૂજ્યા મેં દેવ.
હું તો અટવાતો મનગમતા ભ્રમણે.
એવું લાગે છે રોજ...
મેઇક–અપ કરીને રોજ સૂતો'તો પહેલાં
કોઈ શમણે આવે, કે બોલાવે.
જાણું છું, મોઢું કૈં એવું નથી કે,
કોઈ મળતાંની સાથે મલકાવે.
મારું મનડું ચડ્યું છે આજ રમણે.
એવું લાગે છે રોજ...
શ્વાસોની માળાના મણકા ફરે
ને હું તો 'એક તું એક તું' કહેતો.
વહેલી પરોઢ તણાં શમણાં ફળે છે
એવી આશામાં ઊંઘતો રહેતો.
મને ઘેલો બનાવ્યો કોઈ નમણે.
એવું લાગે છે રોજ...
હજી નીંદરમાં ચ્હેરો કળાતો નથી,
નિયમ, ચશ્માં પહેર્યાંનો, પળાતો નથી.
હશે પાડોશીની છોકરી, કે સાથે કરે નોકરી
એનો ભેદ હજી પૂરો સમજાતો નથી.
હું તો શમણાંના શેર વેચું બમણે.
એવું લાગે છે રોજ...
– તુષાર શુક્લ

તુષાર શુક્લનું નામ રેડિયો સાંભળનારાઓ, સંગીતસભાઓમાં જનારાઓ માટે અજાણ્યું નથી. તુષાર શુક્લની એક અચ્છા કાર્યક્રમ–સંચાલક તરીકેની ઈમેજ સર્વત્ર છવાયેલી છે. શબ્દનો આ પરખંદો કવિ પણ છે એની પ્રતીતિ છેલ્લાં થોડાં વરસોમાં જોવા મળી રહી છે. મુશાયરાઓમાં અને સુગમસંધ્યાઓમાં એમનાં ગીતો સાંભળવા મળે જ, એટલી બોલકી એમની કવિતા છે; એ એમનો વિશેષ. ગુજરાતી સુગમ સંગીતનાં લગભગ બધાં જ ગાયકોએ તુષાર શુક્લનાં ગીતોને કંઠનું કામણ ઓઢાડ્યું છે, એટલી ગેયતા એમની રચનાઓમાં છે; એ નાવીન્ય. બાકી ગુજરાતી સાહિત્યમાં ઢગલામોઢે કવિતાઓ લખાય છે, ગઝલો લખાય–વંચાય છે, તરન્નુમમાં ભાગ્યે જ હોય છે વા કવિતા–ગીતનું કમ્પોઝિશન ભાગ્યે જ થઈ શકે છે.

અને જો ગીત કમ્પોઝ કરવું હોય તો ગાયક કલાકારે પોતાની રીતે કેટલાક ફેરફાર કરવા પડે એવી મર્યાદાઓ કવિતાઓમાં ઠેર ઠેર પડી હોય છે. એ બધાંની સામે તુષાર શુક્લની કવિતામાં ઓછા ફેરફાર સાથે ગાયકી રજૂ થઈ શકે છે, એવું આશ્વાસન મળે છે. અને જે ગવાય છે તે, ઝડપથી, ભાવકના હૃદય સુધી પહોંચે છે. લોકગીતો એનું જીવંત દૃષ્ટાંત છે. આજે પણ લોકહૈયાંમાં લોકગીતોનાં સ્પંદનો ઢબૂરાયેલાં પડ્યાં છે જે વાર–પરબે–પ્રસંગે હોઠના ખૂણે લયકારી પ્રગટાવે છે.

કવિ તુષાર શુક્લની કવિતાઓ પ્રણયરંગી છે, એની મજા છે. કવિ હમેશાં તરોતાજા, નવજુવાન રહે એ ઉપકારક પણ ખરું. જોકે, એ રચનામાં આછકલાઈને બદલે પ્રૌઢી હોય એ આવશ્યક ગણાય. તુષાર શુક્લની રચનાઓમાં પ્રૌઢી જોવા મળે છે. પ્રેમ પદારથને, એના સૂક્ષ્મ સ્વરૂપને પામીને, ઓળખીને આ રચનાઓ કે રચના લખાઈ છે એવું કહેવા મન પ્રેરાય છે.

પ્રસ્તુત ગીતમાં પ્રેમની પ્રથમ અનુભૂતિને કવિએ વાચા આપી છે. બહુ સહજ બાનીમાં, કશી આળપંપાળ વિના, સીધીસરળ ભાષામાં ભાવની અભિવ્યક્તિ સધાઈ છે. 'એક છાકરાના હાથમાંથી રૂમાલ પડે નીચે...' જેવાં કલ્પનોનો આધાર લીધા વિના જ પ્રેમની પ્રથમ અનુભૂતિ કરનાર 'છોકરા'ની એકોક્તિરૂપે ગીત લખાયું છેઃ

'એવું લાગે છે રોજ હમણે હમણે

કે કોક મારું જાણીતું આવે છે શમણે.'

ગીતનું મુખડું, ધ્રુવપંક્તિમાં જ 'કિશોર'ની કબૂલાત છે, બલકે અસમંજસ છે, દ્વિધા ભાવ છેઃ 'એવું લાગે છે કે' રોજ શમણાંમાં કોઈ આવે છે. એ કોઈ પાછું 'જાણીતું' છે. પ્રેમનો આ નિયમ છેઃ સામું પાત્ર જાણીતું – ઓળખીતું હોવું જોઈએ. આ નિયમ સર્વસામાન્ય અને સર્વવિદિત છે છતાં સૌ એને અધ્યાહાર રાખતા હોય છે, એટલે અહીં એની ઉપસ્થિતિ કાવ્યને ઉપકારક બનવા સાથે કાવ્ય માણ્યાની મજામાં વધારો કરે છે. પ્રેમની પહેલી પહેલી અનુભૂતિની દુવિધાને કાવ્યમાં પકડવી અને એને શબ્દાકાર કરવી અઘરું તો છે જ. ગીતનો પ્રથમ અંતરો રોજનીશી છેઃ

'એક તો મોડેથી સૂવાની ટેવ

અને કરતો નથી નિયમિત શેવ.'

અહીં 'મોડેથી સૂવાની ટેવ'નાં કોઈ કારણોની જરૂર ખરી? કેટકેટલાં કારણો હોય,... મિત્રો તો ખરાં, પણ કાવ્યમાં 'શમણાં'ની વાત આવે છે – એટલે 'મોડેથી સૂવાની ટેવ' સાથે એનોય સંબંધ ખરો. એક ક્રિયા એવી છે જે 'કુંવારકા' કરતી હોય છે, અહીં એનો નકારમાં વ્યત્યય થયો છે – કુમાર કહે છે. કિશોર અવસ્થાનું અલગારીપણું પણ આ પંક્તિઓમાં ડોકાય છે. 'ગોરમાને પાંચે આંગળીએ પૂજ્યા...'નો કન્યાભાવ અહીં કિશોરમાં પલટાયો છેઃ

'હા, મંદિરના આંટા હું મારું છું રોજ

તોયે પાંચે આંગળીએ નથી પૂજ્યા મેં દેવ.'

કિશાર અવસ્થાની એક સહજ પ્રક્રિયાની રજૂઆત બીજા અંતરામાં આવે છે. નવી નવી જુવાની ખીલતી હોય, મૂછનો દોરો ફૂટતો હોય, શરીરમાં–સૌષ્ઠવમાં કે આંતરિક રાસાયણિક પ્રક્રિયાના બદલાવથી જે પરિવર્તનો થતાં હોય તેની નોંધ સતત લેવાતી હોય છે. એ બધી નોંધ લેવા કિશોરો વારંવાર અરીસા સામે ઊભા રહી કલાકો પોતાને નીરખ્યા કરે, મસલ ફુલાવીને જોયા કરે, અમસ્તાંય રૂપાળા દેખાવા વાળ ઓળ્યા કરે કે પાઉડર છાંટ્યા કરે, કૉલર ઊંચા કરે, ઇનશર્ટ કે આઉટ શર્ટ, માત્ર ગંજી–પેન્ટ જેવા કંઈકેટલાય નુસખા–નખરા કર્યા કરે. એ બધા ભાવોને કવિએ માત્ર એક પંક્તિમાં કારણ – પરિણામ સાથે ઝીલ્યા છેઃ

'મેઇક–અપ કરીને રોજ સૂતો'તો પહેલાં,'

કારણ... 'કોઈ શમણે આવે, કે બોલાવે,'

હવે, મેક–અપ નથી કરતો, કારણ, જાણે છેઃ

'જાણું છું, મોઢું કૈં એવું નથી કે,

કોઈ મળતાંની સાથે મલકાવે.'

પોતાની દેહાકૃતિની અનાકર્ષકતાને પિછાણનાર કિશોરની મનઃસ્થિતિ સાથે પ્રથમ પ્રેમની અનુભૂતિ, અને પ્રેમ જેના માટે જન્મ્યો છે એ પાત્રની અણઓળખ; આટલાં વાનાં ભેગાં થાય પછી.. 'મારું મનડું ચડ્યું છે આજ રમણે.' એમ જ કહેવાનું હોય કે બીજું? વળી, એવુંય ખરું કે પ્રેમની અનુભૂતિના શરૂઆતના તબક્કે જયારે પાત્ર શોધાતું હોય ત્યારે આ કે તે કે પેલું એવું મન રમણે–ભ્રમણે ચડતું હોય એ સ્વાભાવિક છે. કવિએ આ પળોને પકડી છે, એટલું જ નહીં, એની રજૂઆત સરળતાથી કરી છે, એટલું કાવ્યત્વ ઝળકે છે.

ત્રીજા અંતરામાં અધ્યાત્મની છાંટ છે. પ્રેમમાં ભક્તિ હોય એવોય ભાવ જાણે–અજાણે પ્રગટી ગયો છે, તો તત્ત્વની ગૂઢ વાણી પણ કવિ દ્વારા સંભળાય છે. 'શ્વાસોની માળા'નું કલ્પન મજાનું છે, તો તન તંબૂરો બોલે 'તું હી તું હી' જેવું 'એક તું એક તું' એવી પ્રેમાભિવ્યક્તિ કાવ્યત્વની ઉચ્ચ કક્ષા ને પ્રેમની પરાકાષ્ઠા દર્શાવે છે.

'શ્વાસોની માળાના મણકા ફરે

ને હું તો 'એક તું એક તું' કહેતો.'

પછીની કડીઓમાં શ્રદ્ધા–અંધશ્રદ્ધા બંને એકસાથે મૂકી આપ્યાં છેઃ

'વહેલી પરોઢ તણાં શમણાં ફળે છે

એવી આશામાં ઊંઘતો રહેતો...'

કારણામાં એટલું જ કે, 'મને ઘેલો બનાવ્યો કોઈ નમણે...'

આ 'કોઈ નમણા'ની ઓળખ હજી છતી નથી થઈ. આ અણઓળખની ઓળખ આપવા કવિએ જે રજૂઆત કરી છે તે હાસ્યરસથી ભરપૂર છે, પણ છે કરુણ. વળી, એમાં એક સત્ય પણ છુપાયેલું છે. માણો,

'હજી નીંદરમાં ચ્હેરો કળાતો નથી,

નિયમ, ચશ્માં પહેર્યાંનો, પળાતો નથી.'

શમણાંમાં ચહેરો તો આવે છે પણ ઝાંખોપાંખો છે. આકાર સ્પષ્ટ નથી. એને જોવા માટે જાણે ચશ્માંની જરૂર પડતી હોય તેવો હાસ્યકટાક્ષનો પ્રયોગ કરી કવિ એક સત્ય નિરૂપે છે.

'હશે પાડોશી છોકરી કે સાથે કરે નોકરી

એનો ભેદ હજી પૂરો સમજાતો નથી.'

પ્રેમમાં ઓળખ અગત્યની છે. ઓળખ વગરનો પ્રેમ હોઈ શકે કે કેમ એ સવાલ નકામો છે. કોઈ માત્ર નામને પ્રેમ કર એવું સાંભળ્યું નથી. હા, નામ ગમતું હોય એ જુદી વાત, પણ નામને પ્રેમ! વળી, પ્રેમ વર્તુળમાં જ પ્રકટી શકે. પ્રેમમાં સતતપણું આધાર રાખે છે. માત્ર એક વખતનાં દર્શન, એકાદ મુલાકાત નહીં, સતત આંખ સામે તરવર્યા કરતા ચહેરાઓમાંથી જ કોઈ હોઈ શકે, જે પ્રેમમૂર્િત હોય, એ સત્યની અભિવ્યક્તિ આ પંક્તિઓમાં વ્યક્ત થઈ છે. 'છોકરી' 'નોકરી' શબ્દોનું સહિયારાપણું માણવાની મજા આવે છે.

---

**અજિત મકવાણા, પ્લોટ નં. ૬૬૨/૨, સેક્ટર નં. ૧૩–એ, ગાંધીનગર. સેલ ફોન નં. ૯૩૭૪૬૦૬**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

# દલિત ચેતના– પરિભાષા અને સ્વરૂપ : ધારિણી મહેતા

## દલિત શબ્દનો અર્વાચીન અર્થ

'દલિત' શબ્દનો અર્થ અર્વાચીન સંદર્ભમાં સમજીએ તો, પ્રાચીન સમય અને સાહિત્યમાં સામાજિક, આર્થિક રીતે અન્ય વર્ગો કરતા પછાત એવા જૂથ–સમૂહ માટે જે 'શૂદ્ર' શબ્દ પ્રયોજાતો હતો. તે શબ્દ અર્વાચીન સમયમાં બદલાઈ ગયો છે. તત્કાલીન સમયનો 'શૂદ્ર' શબ્દ હવે 'દલિત' અથવા 'પછાત' એવા શબ્દ રૂપે પ્રયોજાય છે. હવે, દલિત સમુદાયની ઓળખની દષ્ટિએ તેમાં શું પરિવર્તન આવ્યું છે. એ સંદર્ભે વિચારતા જણાય છે કે, પ્રાચીન સમયમાં સામાજિક રીતે, આર્થિક રીતે, માનસિક રીતે અર્થાત્ બૌદ્ધિક રીતે પછાત તથા અમુક અંશે સામાજિક રીતે બહિષ્કૃત અને સન્માનનીય દરજ્જો ન મેળવનાર સમુદાય, કે જેને સમાજના અન્ય વર્ગો કરતા નિમ્ન અથવા ઊતરતી કક્ષાનો ગણવામાં આવતો હતો. તે સમુદાયને અર્વાચીન સમયમાં 'શોષિત' અથવા 'કચડાયેલો વર્ગ' તરીકે પણ ઓળખવામાં આવે છે. પછાત શબ્દનો અર્થ 'વિકાસનો અભાવ' એવા એક અર્થમાં પણ લઈ શકાય.

દલિત સમુદાયની ચેતના સામાજિક વ્યવસ્થાને પરિણામે કુણ્ઠિત થઈ ગઈ હતી. અમુક ચોક્કસ સંજોગોને કારણે અથવા તો તેમના વિકાસને યોગ્ય દિશા ન મળવાને કારણે તેમનો ચૈતસિક વિકાસ થઈ શક્યો નહીં. આ સંદર્ભે એક બાબતની સ્પષ્ટતા કરવી જરૂરી બની રહે છે કે, સમગ્ર પ્રાચીન કે અર્વાચીન સાહિત્યમાં ક્યાંય કોઈ જગ્યાએ દલિત શબ્દનો અર્થ 'ન્યૂનતમ' અથવા 'ઊતરતા દરજ્જાનો' એવાં ઉલ્લેખો મળતા નથી.

દલિત સમુદાયનું સમાજમાં સ્થાન અને તેની પરિભાષા વિષયક બાબત માત્ર ભારતમાં જ નહીં પરંતુ વિશ્વના અન્ય દેશોમાં પણ પ્રવર્તમાન હતી અને છે જ ઉ.દા. તરીકે અમેરિકાના દરિયા કિનારે આવેલા ટાપુ દેશોમાં (વેસ્ટઈન્ડિસ વગેરે) પણ રંગભેદની નીતિઓ પ્રવર્તમાન હતી. ત્યાં મૂળ નીગ્રો અથવા હબસી પ્રજા અસ્તિત્વ ધરાવે છે. પરંતુ દુનિયાના અન્ય દેશોની પ્રજા ત્યાં વ્યાપાર અર્થે આવી (યુરોપના દેશોની ગોરી પ્રજા) અને ત્યાં જ તે સુધી અને ર્આિથક રીતે સમૃદ્ધ બની. તેની સરખામણીમાં ત્યાંની મૂળ નીગ્રો પ્રજા ર્આિથક તેમજ અન્ય વિકાસમાં ઘણી જ પાછળ રહી ગઈ. આમ એક સાથે બે બાબતો અસ્તિત્વમાં આવી એક તો રંગભેદની નીતિ અને મૂળ પ્રજાના પછાતપણાના કારણે તે ગોરી પ્રજાની ગુલામ બનતી ચાલી. ત્યાની ગોરી પ્રજા તેમને પ્રથમ તો માનસિક રીતે ગુલામ બનાવી, પાછળથી તેમને કાયમ માટે તેમના માલિકો(ખરીદનાર)ના ઘરમાં મજૂરી કરાવાતી. બધા જ પ્રકારનું શોષણ કરવામાં આવતું. આવા ગુલામાં વેચાતા અને ખરીદાતા. આવી રીતે ગુલામોનો એક સમુદાય અસ્તિત્વમાં આવ્યો. આ બાબત દક્ષિણ આફ્રિકાના કેટલાક પ્રદેશોમાં વસતા નીગ્રો કે હબસી પ્રજાને પણ લાગુ પડે છે. આવી, પ્રજાને એટલી હદે માનસિક ગુલામ બનાવી આવી કે, સમાજિક માન–દરજ્જો તો દૂરની વાત છે, ગુલામ વ્યક્તિ સ્વતંત્ર રીતે કંઈ પણ વિચારી શકતી નહીં. જન્મથી મૃત્યુ પર્યંત તે ગુલામીની અવસ્થામાં જ રહેતો !


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

ઘણાં લાંબા સમય સુધી ચાલતી આવેલી આ પ્રકારની પ્રથાને લીધે શોષિત વર્ગમાં એક પ્રકારનો આક્રોશ જન્મ્યો અને ધીમે ધીમે તેમની સુષુપ્ત ચેતના કે જે કજળેલી પરિસ્થિતિમાં હતી તે ધીમે ધીમે બદલાતા સમયનો વાયરો ઉડતા વિરોધમાં પરિણમી. આ ક્રમિક પ્રક્રિયામાં ઘણા પરિબળો જવાબદાર છે. જેમાંનું પ્રથમ તો રાજકીય ક્રાન્તિને ગણી શકાય. અમેરિકાના દેશોમાં રંગભેદની નીતિ અને અન્ય અસમાનતાઓની નીતિ તે દૂર કરવા અથવા તેની સામે વિરોધ પ્રર્દિશત કરવાની શરૂઆત ત્યાંના બે મહાન રાજકીય નેતાઓ અબ્રાહમ લિંકન અને માર્િટન લ્યૂથર કીંગે આ પ્રકારની ક્રાંતિનો પાયો નાંખ્યો. લોકશાહીના મૂળ ત્યાંથી નંખાયા. આ પ્રકારની ક્રાંતિને લીધે લોકોમાં જાગૃતિ આવવા લાગી. અને પોતાની સાથે કંઈક ખોટુ થઈ રહ્યું છે. એવી સમજ વિકસવા લાગી. બીજુ પરિબળ ઔદ્યોગિક ક્રાંતિને ગણી શકાય. ૧૯મી સદીમાં ઇંગ્લેન્ડમાં જે ઔદ્યોગિક ક્રાંતિ આવી. જેને લીધે પરંપરાગત ચાલી આવેલી ગુલામીની પ્રથાની ગાંઠ ઢીલી થવા લાગી અને આવા શોષિત વર્ગમાં એક વિરોધનો સૂર ઉઠ્યો. ત્યારબાદ સામ્રાજયવાદનું પતન એ પણ દલિત વર્ગમાં આવેલા વિરોધ માટેનું જવાબદાર પરિબળ છે. ઈંગ્લેન્ડ ફ્રાન્સ, જર્મન વગેરે જેવા યુરોપીય દેશોએ જે સામ્રાજયવાદની વ્યવસ્થા ઊભી કરી હતી. તે લોકોનાં માનસમાં પરિવર્તન આવવાને લીધે તેમની જ વિરુદ્ધમાં ગઈ. વિજ્ઞાન અને ટેકનોલોજીનો વિકાસ, તાટ. ટપાલ, ટેલીફોનની શોધ વગેરેમાં લીધે બે પ્રજાઓ વચ્ચેના સંપર્કો વધ્યા. પ્રજા નજીક આવતી ગઈ. શિક્ષણના પ્રચાર–પ્રસાર દ્વારા પણ આવા વર્ગની પ્રજાની માનસિકતા બદલાવવા લાગી. વિશ્વની પ્રજાઓ એક બીજા દેશોની સંસ્કૃતિના સંપર્કમાં આવી જેનાથી તેમનામાં સામાજીક બદલાવ આવ્યો. સૌથી મહત્વનું અને અસરકારક પરિબળ છે. વૈચારિક ક્રાંતિ છે. જયાં સુધી વ્યક્તિ પોતે પોતાની રીતે આ દિશામાં વિચાર કરતો ન થાય ત્યાં સુધી તેમના દરજજા અને હક્કોનું ભાન થતુ નથી. પરંતુ ઉપરોક્ત બધા જ પરિબળોને લીધે વ્યક્તિની સમગ્ર વિચાર સરણીમાં બદલાવ આવ્યો. અને જે પ્રજા દ્વારા તેમનું દમન અને શોષણ થઈ રહ્યું હતું. તેમની દરેક પ્રવૃત્તિઓ અને કાર્યો પ્રત્યે વિરોધ દર્શાવ્યો.

આમ, જો દલિત એટલે ‘શોષિત’ અથવા ‘કચડાયેલું’ એવો અર્થ લેવામાં આવે તો સ્ત્રીઓ પણ આ વર્ગમાં આવી જાય. કારણ કે, વૈદિકકાળ પછી તરત જ આર્ષ યુગ, પૌરાણિક યુગ, ધર્મશાસ્ત્રોનો યુગ તથા આ જ પર્યતનો વર્તમાન યુગ આ દરેક યુગમાં સ્ત્રીને એક વસ્તુ અથવા ઉપભોગનું સાધન સમજવામાં આવી છે. પુરુષ વર્ગ દ્વારા તે શોષિત થઈ છે. તેથી સ્ત્રીને પણ દલિત ગણી શકાય. આમ, આ સમગ્ર અભ્યાસનું તારણ એ છે કે, ‘દલિત’ શબ્દ માત્ર સમાજનો એક વર્ગ કે સમૂહ પૂરતો સીમિત નથી પરંતુ વિશ્વની એ દરેક વ્યક્તિ કે જે લાચારીની અવસ્થામાં શોષિત અને પીડિત થઈ છે તે ‘દલિત’ છે.

### દલિત શબ્દનો પરંપરાગત અર્થ

દલિત શબ્દમાં મૂળ ક્રિયાપદ દલ છે દલિત શબ્દ ‘દલ્’ નું વિશેષણ છે. જેનો અર્થ થાય છે ભાંગેલું, તૂટેલું, ફૂટેલું ફોડેલું પગ તળે રોળેલું વગેરે. સંસ્કૃત ધાતુ કોશમાં દલ્ ક્રિયાપદનો અર્થ મ્લાન થવું, કરમાઈ જવું, ચીરવું, ટુકડા કરવા વગેરે થાય છે. ‘ચેતના‘ શબ્દમાં ‘ચેત‘ ક્રિયાપદ છે. મચ્ચિતે વર્તને ચેત ત્વમલમન્ચેન કેનચિત વીતરાગસ્ત્રોતમ જેનો અર્થ આ પ્રમાણે થાય છે. અથવા કે અને નિશ્ચય હોય તો પણ સંદેહવાળા અર્થમાં વપરાય છે. ‘ચેતના’ શબદ્રે બુદ્ધિ, જ્ઞાન, ચૈતન્ય. ચિત્તવૃત્તિ, સ્મરણ વગેરે જેવા અર્થો થાય છે.

વર્તમાન સમયમાં દલિત શબ્દ જે સ્વરૂપે પ્રયોજાય છે. તે અર્થમાં પ્રાચીન કે તત્કાલીન સમયમાં પ્રયોજાતો ન હતો. પ્રાચીન ગ્રન્થો અને મનુસ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રોનો વિમર્શ કરતા જણાય છે કે, દલિત અથવા શુદ્ર જેવી કોઈપણ જાતિ તે સમયે અસ્તિત્વમાં હતી જ નહીં તો પછી આ પ્રકારનો વર્ગ કે સમુદાય કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો ? તે બાબત અંગે ્પ્રાચીન શાસ્ત્રોનું પરિશીલન કરતા જણાય છે કે તે સમયે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના લોકો જુદા જુદા જાતના પાપકર્મો આચરે અને ધર્મશાસ્ત્રોમાં વિહિત

કરેલા પ્રાયશ્ચિત કર્મો ન કરનાર તેવા સમુદાયને સામાજીક સન્માન પ્રાપ્ત ન થયું તેથી સમાજમાં તેઓ ભ્રષ્ટ કહેવાયા પ્રાચીન ભારતમાં કોઈ 'વિશિષ્ટ જાતિ' કે 'કચડાયેલો વર્ગ' એવા અર્થમાં દલિત શબ્દનો પ્રયોગ થયો નથી.

વેદશાસ્ત્રથી બાહ્ય એવા કર્મોથી ભ્રષ્ટ થયેલા વર્ગો માટે તિરસ્કારની ભાવના હતી તો પણ તેમના માટે દલિત શબ્દનો પ્રયોગ થયો ન હતો. આધુનિક દલિત વર્ગ માટે પ્રાચીન ભારતમાં શબ્દનો પ્રયોગ થતો હશે તેનું તાત્વિક અનુમાન કરી શકાય. આ શુદ્ર કે જેને આધુનિક પરિભાષામાં દલિત વર્ણ તરીકે મૂલવી શકાય તેનું સ્વરૂપ આ પ્રમાણે છે.

મનુસ્મૃતિ વગેરે ના વિમર્શ દ્વારા સ્પષ્ટ થઈ જાય છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે માટે ધર્મશાસ્ત્રમાં નિયત કરેલા પોતાના કર્મો ન કરે તો તે પાપનું આચરણ કરનારો ગણાય અને તેની જાતિથી પાપાચરણને કારણે બહિષ્કૃત કરવામાં આવતો તેની સાથે (પછી ભલે તે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય હોય) સામાજિક, ર્આિથક સંબંધ રાખતા નહીં અને તેમને માનસિક, શારીરિક અને વ્યાવહારિક દષ્ટિએ અસ્પૃશ્ય ગણતા આવા આચાર પતિત અને પાપનું આચરણ કરનાર (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) વર્ણની વ્યક્તિઓના પાપોના પ્રાયશ્ચિતનું વિધાન પણ ધર્મશાસ્ત્રોમાં દર્શાવ્યું છે. ધર્મશાસ્ત્રોમાં દર્શાવ્યા પ્રમાણે જે તે વિશેષ પ્રાયશ્ચિત કર્યા પછી તે (બ્રાહ્મણ, ક્ષત્રિય,વૈશ્ય) વર્ણનો વ્યક્તિ પુનઃ પોતાની તે જાતિમાં પૂર્વના જેવું જ સન્માન્નીય પદ પ્રાપ્ત કરતો.

પરંતુ કાલક્રમે આવા પાપનું પ્રાયશ્ચિત નહીં કરનાર વ્યક્તિઓ નિત્ય બહિષ્કૃત રહ્યા અને તેઓની સામાજિક, ર્આિથક રીતે શોકનીય અને દયનીય અવસ્થા પ્રાપ્ત કરતા તેથી કરીને આવો વર્ગ શૂદ્ર કહેવાયો કાળક્રમે આવી વ્યક્તિઓનો એક મોટો સમૂહ અથવા સમુદાય ઊભો થયો જે પોતે કરેલા પાપોનું પ્રાયશ્ચિત નહતો કરતો.

'શૂદ્ર' શબ્દ શૂચ ધાતુ ઉપરથી વ્યત્પન્ન થાય છે. આવા વર્ગ માટે શૂદ્ર શબ્દનો પ્રયોગ થયો. શૂદ્ર ધાતુને રક્ પ્રત્યય થઈને પૃષોદરાદિ યશોપદિષ્ટમ આ સૂત્રથી સૂ ુનાઉનો દીર્ધ થઈને 'ચ' નો 'દ' થઈને શૂદ્ર શબ્દ નિષ્પન્ન થયો છે. આ શબ્દનો અર્થ દલિત શબ્દના અર્થ સાથે સંપૂર્ણતયા સામ્ય ધરાવે છે.

આવા પ્રકારના દલિતોનું ચૈતન્ય, આત્મિક જાગૃતિ, બુદ્ધિની જાગૃતિ વગેરે પહેલેથી ખીલેલું જ હતું. અનેક પ્રકારની કલા, વિદ્યા ગ્રહણ કરવાનું ચૈતન્ય પરાપૂર્વથી, એટલે કે વૈદિકકાળથી જાગૃત થયેલું જ હતું તેના ઉ.દા. તરીકે જોઈએ તો 'છાંદોગ્ય ઉપનિધદ' માં જાબાલિ નામના એક શૂદ્રની કથા આવે છે. અને તેણે ૧૦૮ ઉપનિષદમાં જેની ગણના થાય છે તેવું જાબાલોપનિષદ રચ્યું.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે, ચાતૃર્વણ્યં મયા સૃષ્ટ્યા ગુણકર્મપપ.

ગુણ–કર્મથી જયારે વર્ણોનું સ્વરૂપ બંધ થયુ અને માત્ર જન્મથી વર્ણની પ્રસિદ્ધિ અને પ્રચલન શરૂ થયું ત્યારે સ્વલોમ અને પ્રતિલોમ વિવાહોને કારણે તેમજ નિષિદ્ધ વિવાહોને કારણે જે પુત્રો અથવા પ્રજા ઉત્પન્ન થઈ તે પ્રજા પણ કાલક્રમે બહુ જ વિશાળ જા સમુદાયરૂપે અસ્તિત્વમાં આવ્યો. આ બધાની દયનીય અને શોચનીય, અધમ અવસ્થા ઊભી થઈ. આમ, શૂદ્ર વર્ણનો દિન–પ્રતિદિન વિકાસ થયો.

જન્મથી જ વર્ણોની વ્યવસ્થા ઉત્પન્ન થઈ ત્યારથી આવા પાપોનું આચરણ કરનારા અને પ્રાયશ્ચિત ન કરીએ, પુનઃસ્વવર્ણમાં સ્થાપિત ન થનારા શૂદ્ર વર્ણ માટે વેદ વ્યવહાર, વેદોનું અધ્યયન ત્યાજય ગણાવા લાગ્યું. આમ, વેદોના અધ્યયનથી તેઓને બહિષ્કૃત કરવામાં આવ્યા. 'ન વેદ વ્યવહારો અયં સંશ્રાવ્યો શૂદ્રજાતિષ' વેદવિહિત કર્મો શૂદ્રોને સંભળાવવા નહી આવી બહિષ્કૃતતા વૈદિક કાળ પછીના શાસ્ત્રીય યુગમાં નહતી, પરંતુ સ્મૃતિયુગમાં તેનો ઉદ્ભવ અને વિકાસ થયો. વેદોમાં અનેક મંત્રો પ્રાપ્ત થાય છે જેમાં શૂદ્રને પણ વેદવ્યવહાર સંશ્રાવ્ય હતો. યથે માં વાંચ કલ્યાણ મા વદાનિ જનેભ્યઃ બ્રહમ રાજન્યં

શૂદ્રાયચાર્યયજા શ્રીમદ્ ભગવદ્ ગીતાના ચોથા અધ્યાયમાં જણાવાયું છે કે, ચાતુવર્ણં મયા સૃષ્ટ્યા ગુણકર્મવિભાગશાઃ અર્થાત્ ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણો મેં સર્જેલા છે. તેમ શ્રીકૃષ્ણ જણાવે છે. આના ઉપરથી એવું અનુમાન કરી શકાય કે, પ્રાચીન સમયથી જે ચાર પ્રકારની વર્ણ વ્યવસ્થામાં સમાજમાં અસ્તિત્વ ધરાવતી હતી તે જાતિ અથવા વર્ણ પ્રમાણે નહીં પરંતુ ગુણ અને કર્મ પ્રમાણે હતી. આમ, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પોત પોતાના કર્મો પ્રમાણે આચરણ ન કરે અને પાપકર્મો આચરે ત્યારે તેવા માણસોનો સમૂહ અધમ કહેવાતો અને સમાજમાં નિમ્ન સ્થાન પામતો. જેને આપણે દલિત વર્ગ તરીકે આધુનિક સમયમાં ઓળખીએ છીએ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે વર્ગ અથવા વર્ણ–વ્યવસ્થાનો સૌ પ્રથમ નિર્દેશ ઋગ્વેદના ૧૦ માં મંડળમાં ૯૦ મા સૂક્ત (પુરૂષ સૂક્ત) માં જોઈ શકાય છે. તેમાં કહ્યું છે કે,

ब्राह्मणो..स्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।

उरू तद्स्ययदैश्यः पद्भ्यां शूद्रो अजायत ।।

‘‘પ્રજાપતિ (પુરૂષ)ના મુખમાંથી બ્રાહ્મણો, હાથમાંથી ક્ષત્રિયો, સાથળમાંથી વૈશ્યો અને ચરણ (પગ)માંથી શૂદ્રોનો જન્મ થયો. ’’

આ બાબતનો અહીં નિર્દેશ કરવાનું તાત્પર્ય એ છે કે, ઉપરોક્ત મંત્રમાં જણાવ્યા મુજબ શુદ્રો પગમાંથી ઉત્પન્ન થયા માટે તેઓ તેઓનું સ્થાન નિમ્ન છે. તેવો તેનો અર્થ નથી કારણ કે, દેવતાઓનું પૂજન પાદ એટલે કે પગથી શરૂ થાય છે અને મસ્તક પર્યંત જાય છે. એટલે કે સૌ પ્રથમ પાદ પૂજનીય છે. આ કર્મકાંડની શાસ્ત્રીય પરીપાટી છે.

### સંદર્ભ ગ્રન્થ–સૂચિ


1. મનુસ્મૃતિ, પ્રકાશન આનંદભાઈ એન. અમીન, સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ, અમદાવાદ.
2. શ્રીમદ્ ભગવદ્ ગીતા
3. ઋગ્વેદ, શ્રીપાદ દામોદર સાતલવેકર, સ્વાધ્યાય મંડળ, પારડી, ચતુર્થ સંસ્કરણ
4. શબ્દરત્ન મહોદધિ.


---


**धारिणी महेता, गुजरात आर्ट्स एन्ड कोमर्स कोलेज(सांयम्), अहमदाबाद-6**





**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan

**Publisher:** Dr. Tanvi Shukla

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

## સંશોધન: માનવવિદ્યાઓ અને વિજ્ઞાન સંદર્ભે – ડૉ.હેતલ ઠક્કર

માનવને બીજા પ્રાણીઓથી અલગ પાડે છે એનું ચિત્ત. અન્ય પ્રાણીઓની સરખામણીએ માનવનું મગજ અતિ વિકસીત છે અને ક્રમશઃ એ પ્રક્રિયા ચાલુ જ છે. પેઢી દર પેઢી એમાં ઉમેરો થઈ રહ્યો છે. એની આ વિશેષતા આવી છે એની એકદમ વિશિષ્ટ એવી કૂતુહલવૃત્તિમાંથી. અન્ય પ્રાણીઓની સરખામણીએ એની કૂતુહલવૃત્તિ પ્રબળ હોવા ઉપરાન્ત તે કૂતુહલને પોષવા માટે જે સાહસ કરે છે, જે ખાંખતથી મંડ્યો રહે છે અને કશીક ભાળ મેળવીને જ જંપવાની એની જોરદાર વૃત્તિ એટલે સંશોધનવૃત્તિ. આજે પૃથ્વી ઉપર અને હવે તો ગર્વભેર કહી શકીએ કે પૃથ્વી જ નહીં, બીજા ગ્રહો અને સૂર્યમાળાની આખીએ બાઉન્ડ્રીમાં આ માનવ પોતાની આ કૂતુહલવૃત્તિના આધારે ડગલા માંડી રહ્યો છે. એની નજર એનાથીએ આગળ બ્રહ્માંડની વિસ્તરતી ક્ષિતીજો પર મંડાયેલી છે...એ સતત નવું શોધવા મથે છે.

આ આખીએ બાબતને આપણે સંશોધન કહીએ છીએ. આદિમ અવસ્થામાં એણે પહેલીવાર પથ્થર ઉઠાવીને પ્રાણીને માર્યો, શિકાર કર્યો હશે કે પછી ઠંડી કે તડકાથી કે પછી હિંસક પ્રાણીઓથી બચવા ગૂફામાં ગયા પછી આડો પથ્થર કે કોઈ લાકડાનું થડ આડસ તરીકે મૂક્યું હશે ત્યાંથી આ યાત્રા શરૂ થઈ ગઈ હશે. પછી તો વિવિધ શાખા, પ્રશાખા, જરૂરીયાતોને લઈને કેટલાય પ્રકારની શોધ થતી ચાલી, મૂર્ત–અમૂર્ત એવી દિશાઓમાં એ વધતી ચાલીને આજે તો અસંખ્ય દિશાઓમાં એની આ શોધવાની વૃત્તિ સક્રિય છે. એમાં કૂતુહલવૃત્તિ પોષવાની ઈચ્છા તો ખરી જ સાથોસાથ અન્યને મદદરૂપ થવાની, માનવસમાજ માટે કંઈક કરવાની અને એ રીતે ઈતિહાસના પાનાં પર ક્ષર નહીં તો અક્ષર દેહે અમર થવાની ઈચ્છાય ખરી. આ બાબતો જ માનવને સંશોધનરત રાખે છે.

મારે આ સંશોધનપત્રમાં માનવવિદ્યાઓ અને એમાંય શાસ્ત્રો અને કલાઓમાં થતાં સંશોધનો અને સાથોસાથ શુદ્ધ વિજ્ઞાનમાં થતાં સંશોધનોના મૂળભૂત તફાવત તથા સામ્ય ને સ્પષ્ટ કરવાનો આશય છે.

સંશોધન– એ શબ્દમાં શોધ– એ મૂળ ધાતુરૂપ શબ્દ છે. કશું ખોળવું. સારી રીતે ખોળવું– એવો અર્થ થઈ શકે. બીજી રીતે કહીએ તો સારી રીતે શોધી કાઢવું.

આપણે પહેલા તો શોધ– ને સ્પષ્ટ કરીએ.

1. Invention (ઈન્વેન્શન)– જેમાં શોધ એટલે કે એક તદ્દન નવી બાબત સર્જવી તે. માનવજાત માટે સાવ અપૂર્વ હોય તેવી બાબત સર્જવી. દા.ત. રેડિયો, ટેલિવિઝન, રડાર, અવકાશયાન– જેવી ભૌતિક બાબતોની શોધ અથવા તો શૂન્ય–ની શોધ. ભાષાની શોધ.વગેરે.
2. Discovery (ડિસ્કવરી)– જે અસ્તિત્વ ધરાવતું હતું, તેને પ્રકાશમાં લાવવું. દા.ત. ઉત્તર ધ્રુવ, દક્ષિણ ધ્રુવ... જે છે તેને શુધ્ધ સ્વરૂપે, સ્વચ્છ સ્વરૂપે, પ્રકાશમાં આણવાનું કાર્ય. જે બાબત અપ્રગટ છે, ગુપ્ત છે, અજ્ઞાત છે, એનાથી જ્ઞાત થઈને એનું જ્ઞાન કરાવવાનું કાર્ય.

આ પ્રકારના સંશોધનોનું પણ ખાસ્સુ મહત્વ છે. મોહે–જો–ડેરો, પિરામીડોના ભોંયરાઓ, ભૂગર્ભમાં દટાઈ ગયેલા શહેરો, સમુદ્રના તળીયે આગ ઓકતા જવાળામૂખીઓથી માંડી કોઈ ભંડારામાં સંગ્રાહીને સાવ ખોવાઈ ગયેલી હસ્તપ્રતો, પ્રાચીન લીપિઓને શોધી કાઢવી, માંજીને ફરી પ્રકાશમાં લાવવાનું કામ આ પ્રકારના સંશોધનમાં કરવામાં આવે છે.

3. Research રિસર્ચ– આ શબ્દ પ્રાચીન ફ્રેન્ચ શબ્દ Cerchire (સિંચયર) માંથી અંગ્રેજીમાં Research તરીકે આવ્યો છે. તેનો શાબ્દિક અર્થ પુનઃશોધ તેવો થાય છે. એટલે કે ફરી ફરીને શોધ કરવાની પ્રક્રિયાનો નિર્દેશ કરે છે.

આ પ્રકારની શોધ એ ખરેખરતો આગળની શોધનો વિસ્તાર છે. જે શોધાયેલું છે, જે સર્જાયેલું છે એને સમાર્જિત કરીને, વધારે પરિશુદ્ધ કરીને, વધારે અણિશુદ્ધ કરીને ફરીથી મૂકવું. મોટાભાગના સંશોધકો આ પ્રકારની શોધમાં સક્રિય હોય છે. રેડિયો,ટેલિવિઝન કે એવી જ કેટલીય ભૌતિક ચીજોની શોધ થયા પછી એમાં સતત સંશોધનો થતાં રહ્યાં અને હજી પણ થતાં રહે છે. તેનાથી તે શોધની ગુણવત્તા, સુગમ વપરાશ અને વ્યાપ વધતો ચાલ્યો.

એ જ રીતે અમૂર્ત એવા વિચારોની શોધ પણ પછીથી વિચારધારારૂપે વિસ્તરતી જાય, એક વિચારક્રમ વિસ્તાર પામીને આખી વિચારધારા બને તે પણ આવા સંશોધનોને આભારી છે.

000

આટલી સ્પષ્ટતા કર્યા પછી આપણે થોડી વિચારણા એ પણ કરી લઈએ કે માનવ કઈ રીતે શોધ–સંશોધનમાં સક્રિય થતો હોય છે. કઈ રીતો વડે એ કશાક માન્ય એવા તારણ પર આવે છે. જયાં ભૌતિક શોધનો પ્રશ્ન છે ત્યાં સુધી તો સાવ સરળ બાબત એ છે કે, એમાં દેખાય તેવા સીધા લાભ હોય છે. જેમકે, હડકવા, શીતળા જેવા ખતરનાક રોગોની રસી નહોતી શોધાઈ ત્યાં સુધી એ રોગોને દેવતાનો શ્રાપ માનીને એની માનતા–પૂજા થતી. હજી પણ થાય છે. હડકાઈ મા, અને શીતળામાં આનું પ્રચલિત ઉદાહરણ છે. પણ સાથો સાથે દરેક લોકો એની રસી વિના સંકોચે લેવા લાગ્યા છે. એનું મહત્વ પણ સમજવા લાગ્યા છે. કેમકે, પરિણામો નજર સામે દેખાયા છે. રેલવે એન્જિનથી ગભરાતા લોકો હવે પ્લેનની મુસાફરીથી ગભરાતા નથી. કમ્પ્યુટર સાવ અભણ માણસો પણ વાપરવા લાગ્યાં છે– એ બધી શોધ અને પછીના સંશોધનો ભૌતિક છે, શુદ્ધ વિજ્ઞાનના છે. એટલે એમાં પરિણામ અને પ્રક્રિયા બધું જ નજર સામે છે. તાર્કીક હોવાથી સ્વીકાર્ય પણ જલદી બને છે. પણ જયાં અમૂર્તતા છે, પરિણામો સીધા, એકધારા અને સ્પષ્ટ ન હોય, દેખાતા ન હોય એવી સ્થિતીમાં સક્રિય એવી માનવવિદ્યાઓ અને કલાઓના સંદર્ભે સંશોધનની રીતો બદલાય છે, પ્રક્રિયા અને પરિણામ તેમ જ એની અસરકારકતા અને જોવાનો દૃષ્ટિકોણ સુદ્ધા બદલાય છે.

### વ્યાપકરૂપમાં સંશોધનની વિવિધ પદ્ધતિઓ

1. **સ્વયંસ્ફૂરણાઃ–** કોઈ તાર્કિક રીતે ન જણાવી શકાય. બસ એમ જ કોઈ બાબત સર્જાઈ આવે. સ્વયંસ્ફૂર્ણાથી. જેમકે, પાણીકળાઓ– એવા માણસો હોય છે જે, કોઈપણ જાતના યંત્ર કે તંત્રનો ઉપયોગ કર્યા વિના ધરતી પર સુઈને બતાવી આપે કે અહીં ખોદવાથી પાણી નીકળશે.– આવી વ્યક્તિ પોતે પણ ન સમજાવી શકે કે તે કઈ રીતે પાણી હોવાનું ખાત્રીપૂર્વક કહી શકે છે. આવી શોધ સ્વયંસ્ફૂર્ણાથી થતી હોય છે. વરસાદ વિશે, ભૂકંપ વિશે કે પછી એવી કોઈ બાબતો વિશે, પૂર્વજન્મ કે યુદ્ધો વિશેની આગાહીઓ– જેનો કોઈ તાર્કીક ખુલાશો નથી પણ પરિણામ મળ્યાના દાખલાઓ ઘણાં મળે.

2. **આપ્ત વચનઃ–** આપ્તવચનની પદ્ધતિ એટલે ગુરૂ પરંપરા. અથવા તો જેનામાં વિશ્વાસ છે એણે કહેલ વાતનો આધાર રાખી આગળ વધી જવું તે. અત્યારે સમાજશાસ્ત્ર, ઈતિહાસ, અર્થશાસ્ત્ર કે સાહિત્ય સહિતની વિવિધ કલાઓના ક્ષેત્રમાં થતાં કેટલાય સંશોધનો આપ્તવચન આધારિત વધારે હોય છે. પરંપરામાં આમ કહેવાયું છે– માટે એ સ્વીકાર્ય છે એવો અભિગમ આ પ્રકારના સંશોધનમાં મજબૂત રીતે હોય છે. મોટાભાગે કૂતુહલને સમાવવા માટે માનવ આપ્તવચનનો આધાર લઈને ચલાવી લેતો હોય છે. અને આ પદ્ધતિના કારણે જ બધા માનવોમાં કૂતુહલવૃત્તિ હોવા છતાં બધા જ સંશોધકો નથી બની શકતા. મોટાભાગનાને ચિત્તમાં જન્મતાં પ્રશ્નોના જવાબો આ પ્રકારના પરંપરાગત જ્ઞાનપ્રવાહમાંથી, ખાસ કરીને ધર્મોપદેશ, આદર્શ જીવન જીવવા માટેના નૂશખાઓ શીખવતાં પ્રીચર– ટીચરો પાસેથી કૂતુહલને પો ષે એવું ભાથું મળી રહેતું હોય છે.
   સંશોધકો પણ વિવેક છોડીને જયારે આપ્તવચનની પદ્ધતિનો ભોગ બને ત્યારે સંશોધન દૂષિત થાય છે.
3. **વિશ્લેષણાત્મક બુદ્ધિઃ–**આ પ્રકારની શોધબુદ્ધિનો વ્યાપક સ્વીકાર થઈ શકે. કેમકે એમાં પૂર્ણતઃ તાર્કીકતા કેન્દ્રમાં છે. જે શોધ–પદાર્થ છે (પછી ભલે તે મૂર્તરૂપે હોય કે અમૂર્તરૂપે) તેનું બારીકાઈથી વિશ્લેષણ કરવું, એના ગુણધર્મોની તપાસ કરવી, એની તાસીર, એના પરિમાણો, એના બધાં જ પાસાઓને વિગતે તપાસીને ખંડ–ખંડમાં સમજયા પછી અખંડરૂપે સમજવાનો પ્રયાસ કરવાની આ વિશ્લેષણ પદ્ધતિ બહુધા સ્વીકાર્ય અને વ્યાપક રીતે આવકાર્ય બને છે.
   શુધ્ધ વિજ્ઞાનોમાં આ પદ્ધતિ પર જ શ્રદ્ધા રાખવામાં આવે છે. જેમકે, આઈન્સ્ટાઈનની સાપેક્ષતાની થિયરી કે બ્રંહ્માડના મેટર–એન્ટિમેટર, કે ટાઈમની વિચારણાને આઈન્સ્ટાઈન અત્યંત વિદ્ધાન, મેધાવી સાબિત થઈ ચૂક્યા હોવા છતાં અવાર–નવાર પરીક્ષણો કરીને એને ચકાસણી કરવામાં આવે છે. એટલે કે, શુદ્ધ વિજ્ઞાનના ક્ષેત્રમાં આપ્તવચનની પદ્ધતિનો સ્વીકાર નથી. જયારે માનવવિદ્યાઓમાં આ પદ્ધતિનો સહજ સ્વીકાર એના પરિણામોને દુષિત કરનારાં નીવડતા હોય છે.
   ટૂંકમાં વિશ્લેષણાત્મક પદ્ધતિ એ વધારે અસરકારક, વધારે પારદર્શી અને વધારે અપનાવવા યોગ્ય બની રહે છે.

સંશોધન વિશે સાહિત્યકોશમાં આ રીતે સમજ આપવામાં આવી છેઃ

અદ્યયન વિષય સાથે સંકળાયેલાં તથ્યોની, એના આંતરસંબંધોની તપાસ દ્વારા, કાળજીભરી ખોજ કરવી અને એને અંતે વ્યાપક તારણો અને નિર્ણયો સુધી પહોંચવું એ સંશોધનની પ્રક્રિયા છે. આ પ્રક્રિયા ચુસ્ત વૈજ્ઞાનિક પદ્ધતિએ ચાલતી હોય છે. સંશોધનનું પ્રયોજન ઉપલબ્ધ સામગ્રીની ઝીણવટભરી અને સર્વગ્રાહી ચકાસણી કરીને નવા જ્ઞાનની ઉપલબ્ધિ કરવી કે જ્ઞાનસંચયમાં વૃદ્ધિ કરવી એ હોય છે. સંશોધનના બીજ પરંપરાપ્રાપ્ય તથ્યો પરત્વે અભ્યાસીની ચિકિત્સાદષ્ટિમાં અને એણે શાસ્ત્રીય ધોરણે કરેલા સંશયોમાં પડેલાં છે. સ્થિતનો કે સિદ્ધનો રૂઢિપ્રેરિત યથાતથ સ્વીકાર નહીં પણ એની સામે તર્કનિષ્ઠ પ્રશ્નો ઊભા કરવા એ સંશોધનની પહેલી શરત ગણાય. પછી એ પ્રશ્નોની મદદથી પ્રાપ્ત સામગ્રીને ચકાસતા જવું ને સંશુદ્ધ અધિકૃત તથ્યો તારવવાં એ એનું લક્ષ્ય છે. (પૃ.૫૭૮, ગુજ.સા.કોશ–૩)

**શોધનો આરંભ ક્યાંથી ?**

સંશોધનની શરૂઆત હંમેશા સ્વયં સ્ફૂરણાથી ઉદ્ભવેલા કોઈ પ્રશ્ન અથવા સમસ્યામાંથી થાય છે. દા.ત.

(૧) વિજ્ઞાનમાઃ– ઝાડ પરથી સફરજન નીચે શા માટે પડ્યું ?

(૨) સાહિત્યમાઃ– કાલીદાસે પોતાના કાવ્યમાં પ્રકૃતિના કયા સ્વરૂપને વર્ણવ્યું છે?

(૩) ઈતિહાસમાઃ– બીજા વિશ્વયુધ્ધની અસરો?

(૪) અર્થશાસ્ત્રમાઃ– કાર્લ માર્કસના વિચારોની વિવિધ સમાજ પર પડેલી અસર.

(૫) સમાજશાસ્ત્રઃ– શહેરોમાં વધુ સંખ્યામાં જોવા મળતા ગંદા વસવાટો.

આ અને આવા અનેક પ્રશ્નો સંશોધનની જનની છે. પ્રશ્નો કે સમસ્યાઓની પ્રકૃતિમાં પણ પુષ્કળ વૈવિધ્ય હોય છે પણ સામાન્ય રીતે "આમ થાય તો....." અથવા તો "જયારે આમ થાય ત્યારે... વગેરે જેવા પ્રશ્નોની આસપાસ મોટા ભાગનાં સંશોધનો વીંટળાયેલા હોય અને તે દ્વારા ખૂટતા જ્ઞાનની પૂ્િત કરવાના પ્રયાસો થાય છે."

એક બાબત નિશ્ચિત રીતે કહી શકાય કે સંશોધનને એવા પ્રશ્નો કે સમસ્યાઓ સાથે સંબંધ છે કે જેનું નિરીક્ષણ અને ચકાસણી થઈ શકે. જેનું નિરીક્ષણ અને ચકાસણી ન થઈ શકે તેવા કલ્પિત પાયા વગરના પ્રશ્નો કે સમસ્યાઓમાં સંશોધનને રસ નથી. આજના વૈજ્ઞાનિક યુગમાં સંશોધનનો અંત નથી આવતો. પ્રશ્નોના ઉકેલ કે જવાબ મળી ગયાથી સંશોધન પૂરું નથી થતું. તેમાંથી નવા પ્રશ્નો કે સમસ્યાઓ જન્મ્યા જ કરતી હોય છે કે જે નવા સંશોધન માટે ભાથું પૂરું પાડે છે. સંશોધનની પ્રક્રિયા  અવિરત ચાલતી રહે છે.

**સંશોધનઃ– માનવ વિદ્યાઓ અને વિજ્ઞાન**

સંશોધનને મુખ્યત્વે બે વિભાગમાં વહેંચી શકાય.

**૧. માનવવિદ્યાઃ–** જે વિષયના કેન્દ્રમાં સીધો જ માનવ રહેલો છે એ સર્વે માનવવિદ્યાઓ.જેમકે, ઈતિહાસ, સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, નૃવંશશાસ્ત્ર જેવા અનેક શાસ્ત્રો. જે એક યા બીજી રીતે માનવને તપાસે છે, માનવને વર્ણવે છે અથવા તો માનવ–માનવ વચ્ચેના આંતરસંબંધોને કેન્દ્રમાં રાખીને પોતાનો વ્યાપ સાધે છે.

સાહિત્ય, સંગીત, ચિત્ર, સ્થાપત્ય આદિ કલાઓ. આ કલાઓના ધરીરૂપ કેન્દ્રો– સર્જક–કૃતિ અને ભાવક  તેમ જ આ ત્રણેય ધરીઓને સમજવા મથતું કલાઓનું શાસ્ત્ર એ પણ માનવને જ કેન્દ્રમાં રાખતા હોઈ માનવવિદ્યાઓમાં સ્થાન પામે છે.

કલામાં દશ્ય, શ્રાવ્ય અને દશ્ય–શ્રાવ્ય ત્રણેય પ્રકારમાં થતાં અભ્યાસો, કલાકારના ઉપરના નિબંધ કે જીવનચરિત્ર જેવા સાહિત્ય પ્રકારો સંશોધનમાં સ્થાન પામે છે. જે સંપૂર્ણપણે લલિત કલાની કોટીમાં સ્થાન પામતા નથી. તેવી જ રીતે કલાકારના અંગત જીવનની અસર – સામાજિક, સાંસ્કૃતિક, ધાર્મિક, આર્થિક, રાજકીય વગેરે...

શાસ્ત્રોમાં ઈતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજય શાસ્ત્ર, મનોવિજ્ઞાન, માનવશાસ્ત્ર વગેરેમાં થતાં અભ્યાસનો સમાવેશ થાય છે. જેમાં ગ્રંથાલય, નિરીક્ષણ, મુલાકાત, પ્રશ્નાવલી અથવા મનોવિજ્ઞાન જેવા વિષયમાં પ્રયોગ પધ્ધતિની મદદથી સંશોધન થાય છે.

આમ વિવિધ માનવવિદ્યાઓમાં દરેક વિદ્યાશાખા પોતાની શાખામાં તો સંશોધન કરતી હોય પરંતુ અન્ય શાખા તેમાં આપોઆપ વણાઈ જતી જોવા મળે છે. દા.ત. લલિત સાહિત્યમાં નિશ્ચિતપણે સ્થાન પામેલાં કાવ્ય, નાટક, નવલકથા, ટૂંકી વાર્તાના સંદર્ભમાં વિચારણા કરવાની હોય ત્યારે સાહિત્ય સંશોધન તેમજ કલાકાર અથવા કવિની વ્યક્તિગત સિધ્ધિ માટે સામાજિક સંશોધન ઉપયોગી થાય છે.

**વિજ્ઞાનઃ–**

સંશોધન દ્વારા જ વિજ્ઞાન વિકસે છે અને નવા નવા સિધ્ધાંતો રચાય છે. જેની મદદથી માનવજીવન સુલભ અને સરળ બને છે. વિજ્ઞાનના કોઈપણ સિધ્ધાંતનો ઉપયોગ કરીને કોઈ નવી વસ્તુ, સાધન, કાર્ય, કૌશલ્ય કે પ્રક્રિયા શોધવામાં આવે છે કે જે માનવજીવનની કોઈ સમસ્યાનો ઉકેલ લાવવામાં, વિકાસ કરવામાં સહાયક થાય છે. સાથોસાથ સમાજની સુવિધા વધારવામાં, પરિશ્રમ ઘટાડવામાં તેમજ સમય બચાવવામાં વિજ્ઞાનની વિવિધ શોધોનો ફાળો મહત્વનો છે.

**સંશોધનના સોપાનોઃ–**

આજના વૈજ્ઞાનિક યુગમાં દરેક ક્ષેત્રમાં સંશોધનનું વિશિષ્ટ મહત્વ છે. જ્ઞાન પ્રાપ્ત કરવા માટે વિશિષ્ટ પધ્ધતિ અને પ્રવિધિઓનો ઉપયોગ કરીને જે જ્ઞાન મેળવાય છે તેને વૈજ્ઞાનિક જ્ઞાન કહે છે.

વિજ્ઞાન અને માનવવિદ્યા બંને શાખાઓમાં સંશોધન થાય છે. જેમાં મુખ્ય હેતુ એ જ્ઞાન પ્રાપ્ત કરવાનો હોય છે.

સંશોધન જે રીતે દેખાય છે તેવંુ સમગ્રદર્શી એક જ તબક્કામાં નથી થઈ જતું પરંતુ સમગ્ર સંશોધન અનેકવિધ તબક્કાઓનું પરિણામ છે. આ વિવિધ સોપાનો કેટલીક ક્રમિક પ્રક્રિયાઓના સંદર્ભમાં પાડવામાં આવે છે. સંશોધન આ દરેક તબક્કામાંથી પસાર થાય છે પણ એ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે આ દરેક સોપાનો સ્વતંત્ર નથી બલ્કે પ્રક્રિયાના આ બધા જ સોપાનો પરસ્પર સંબંધિત છે અને કેટલીકવાર એકબીજામાં ઓતપ્રોત થઈ જાય છે.

પરંતુ અહીં માનવ વિદ્યાઓમાં શાસ્ત્રો અને સાહિત્યમાં થોડા અંશે તફાવત જોવા મળે છે. શાસ્ત્રોમાં શ્રીમતી પોલિન યંગના મત અનુસાર નીચેના સોપાનો જોવા મળે છે.

1. સંશોધન ક્ષેત્રની બાબતમાં વિચારણા અને સંશોધન પ્રશ્નની પસંદગી.
2. સંશોધન ડિઝાઈન અથવા સંશોધન યોજના.
3. ઉપકલ્પનાનું ઘડતર (નિર્માણ).
4. માહિતી એકત્રિત કરવાની પ્રયુક્તિની પસંદગી.
5. ઉપકલ્પનાની ચકાસણી માટે માહિતીનું એકત્રિકરણ.
6. એકઠી કરેલી માહિતીનું પૃથ્થકરણ અને વર્ગીકરણ.
7. તારણો અને સામાન્યીકરણ.

જયારે સાહિત્યમાં સંશોધકે પોતાના સ્વાધ્યાયને ત્રણ વિભાગમાં વહેંચવાની તરફેણ કરી છે. જેમાં–

1. સંશોધન પૂર્વેનો સ્વાધ્યાય.
2. સંશોધન કાર્ય કરતી વેળાનો સ્વાધ્યાય.
3. પુનરાવર્તન.

આ ત્રણ વિભાગમાં શાસ્ત્રોમાં સંશોધનના સોપાનોનો મહદઅંશે સમાવેશ થાય છે પરંતુ "ઉપકલ્પના રચવી" એવું સાહિત્યના દરેક અભ્યાસમાં જરૂરી માનવામાં નથી આવતું. જયારે કે સંશોધનનો હેતુ સ્પષ્ટ કરવો એવું બંને વિદ્યાશાખા સ્વીકારે છે.

સામાન્ય રીતે એવી માન્યતા છે કે M.Phil, Ph.D. નો વિદ્યાર્થી સંશોધન કરે પરંતુ ગમે તે વિદ્યાશાખામાં અથવા તો સામાન્ય જનજીવનની જરૂરિયાત પૂરી પાડવા માટે પણ સંંશોધન જરૂરી છે. સારુ અને સાચુ સંશોધન કરવા માટે સંશોધકમાં નીચેના લક્ષણો આવશ્યક છે.

1. જીજ્ઞાસા
2. ગૃહીત વિષયનું જ્ઞાન

3. ક્ષમતા
4. કાર્ય સંલગ્નતા (કાર્ય સાથે જોડાઈ રહેવાની વૃત્તિ)
5. કૃતજ્ઞતા (સંશોધકે મદદરૂપ થનાર માટે કૃતજ્ઞતાનો ભાવ રાખવો)
6. લેખન ક્ષમતા
7. વૈજ્ઞાનિક દ્દષ્ટિકોણ અને તટસ્થતા

ઉપરોક્ત લક્ષણો ધરાવતો સંશોધક એ પોતાના કાર્યને યોગ્ય ન્યાય આપી શકે છે. વળી તે ગમે તે વિદ્યા શાખાનો હોય પણ સંશોધન કાર્ય માટે આ ગુણો હોવા આવશ્યક છે.

**સાહિત્ય અને શાસ્ત્રો પરસ્પર પરાવલંબી**

સાહિત્ય સંશોધન સર્જકના સમકાલીન સમાજનાં રીતરિવાજ, રહેણીકરણી, ખાનપાન, ઐતિહાસિક–સાંસ્કૃતિક પરિસ્થિતિની છબી, સમાજનું જે તે સમયનું વાતાવરણ, તેની મનઃસ્થિતિ વગેરે અસર કરતું હોય છે. આમ સાહિત્ય અને શાસ્ત્રને છૂટું પાડવું મુશ્કેલ બને છે.

દા.ત.– સ્વાતંત્ર્યતા સમયે રચાયેલ વાર્તા, કાવ્યો, નિબંધો, નાટકો વગેરેમાં તે સમયની સમાજની પરિસ્થિતિની અસર જોવા મળે છે.

અથવા તો બીજા શબ્દોમાં કહીએ તો ઐતિહાસિક અસરો, સમાજની પરિસ્થિતિ, સાંસ્કૃતિક વારસો, વર્ગ–વર્ણવ્યવસ્થા જેવી આર્થિક બાબતોને સાંકળીને રચાયેલી વાર્તાઓ દર્શાવે છે કે બંને એકબીજાના પૂરક છે.

દા.ત.– પ્રેમચંદની વાર્તાઓમાં દર્શાવેલ સમાજની પરિસ્થિતિ, સ્ત્રીનો દરજજો વગેરે.

000

**ઉપસંહાર**

માનવવિદ્યાઓ અને વિજ્ઞાન બંનેમાં સંશોધન થાય છે. વિજ્ઞાનના સંશોધન દ્વારા પ્રજાજીવનની ભૌતિક, શારીરિક અને બૌદ્દિધક, વૈચારિક સમૃદ્દિધ વિસ્તારી શકાય છે. જે મનુષ્યના સમય, શક્તિ, નાણાં વગેરેનો બચાવ કરનારી હોય છે. દા.ત. (૧) રસોડાના વિવિધ ઉપકરણોએ સ્ત્રીને રસોઈના કામમાં ઘણી મદદ કરેલ છે. જે સમય અને શક્તિ બચાવે છે. (૨) મેડિકલ સાયન્સની વિવિધ શોધો.

વિવિધ શાસ્ત્રો એ સંશોધન દ્વારા પ્રવર્તમાન સમયમાં જોવા મળતી સમસ્યાઓના નિકાલ કરવા માટે ઉકેલ આપ્યા છે. જે પ્રજાજીવનને સરળ અને મુશ્કેલી રહિત બનાવવામાં ઉપયોગી છે. દા.ત.– (૧) સમાજશાસ્ત્રમાં સ્ત્રીઓની સમસ્યા તરીકે આત્મહત્યાની સમસ્યા પર થતું સંશોધન. (૨) અર્થશાસ્ત્રમાં – ખાનગીકરણની નીતિની સમાજ પર અસર. જે માનવજાતની સમૃદ્દિધનું વિસ્તરણ કરે છે.

જયારે સાહિત્યનું સંશોધન સ્થૂળ–ભૌતિક સમૃદ્દિધ વધારવામાં ખાસ ઉપકારક ના થાય, એ સ્વાભાવિક છે પરંતુ માનવજાતની બૌદ્દિધક કે વૈચારિક સમૃદ્દિધ વધારવામાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે એ અવશ્ય ઉપકારક છે. મનુષ્યની પાછળ જે લાગણી, ભાવ, વિચાર, ઈચ્છા વગેરેની પ્રેરણાનું કાર્ય કરે છે. દા.ત.– "રામાયણ" અને "મહાભારત" જેવી કૃતિઓનો પ્રભાવ પ્રવર્તમાન સમયમાં પણ એટલો જ છે. આજે પણ સંસ્કૃતિના સ્ત્રોત ગણાય છે.

**તથ્યઃ**

વિજ્ઞાનની અપેક્ષાએ માનવ વિદ્યાના સંશોધનોમાં તથ્યનું સ્વરૂપ જુદુ હોય છે. વિજ્ઞાન કોઈ પદાર્થ અથવા વસ્તુનું સંશોધન કરી સિદ્ધાંત રચે છે. જે સ્પર્શ જન્ય અસ્તિત્વ ધરાવતી બાબત હોવાથી સો ટકા સાચી

માહિતી મળે છે. જેમાં એકવાર પ્રસ્થાપિત થયેલ સિદ્ધાંતમાં ક્યારેય પણ ફેર પડી શકે નહીં... હા. તે જ સિદ્ધાંતને આગળ વધારી નવો સિદ્ધાંત અથવા તેના જેવી બીજી બાબતનો આવિષ્કાર થઈ શકે છે. ટૂંકમાં તથ્યનું સ્વરૂપ મૂર્ત અને સ્પષ્ટ હોય છે.

જયારે માનવ વિદ્યાશાખાઓમાં મૂળભૂત રીતે સંશોધન માનવચિત્ત પર આધારિત હોય છે. સંશોધક કયા વર્ગમાંથી, વર્ણમાંથી, કઈ સંસ્કૃતિની અસરવાળો, કોઈ એક વિચારસરણીના પ્રભાવવાળો, વિવિધ સામાજિક વાતાવરણની અસરવાળો, વ્યક્તિગત વિચારવાની ક્ષમતાના તફાવત વગેરે જેવી બાબતો પર આધારિત હોય છે. આથી કોઈ એક જ ઘટનાને જુદા જુદા સંશોધક તપાસે ત્યારે તેમના તારણોમાં તફાવત જોવા મળે છે.

તેવી જ રીતે જે માનવ સમુદાયનો અભ્યાસ કરે છે તે સમુદાયનાં માનવની માનસિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, સામાજિક પરિસ્થિતિ, સાંસ્કૃતિક વાતાવરણ પણ જુદુ જુદુ હોય છે. ઘણી વાર ઉત્તરદાતાએ ખોટી છાપ પાડવા અથવા સાચી વાત છૂપાવવા યોગ્ય માહિતી આપતા નથી. જેના કારણે અભ્યાસના તારણો/નિષ્કર્ષો હકીકતલક્ષી મળતા નથી.

એટલે જ સાહિત્યકોશમાં આ બંને પ્રકાર વચ્ચેના ભેદને આ રીતે સ્પષ્ટ કરવામાં આવ્યો છેઃ

વિજ્ઞાનવિષયક સંશોધન અને સાહિત્યવિષયક સંશોધન વચ્ચે પ્રક્રિયાગત થોડા તફાવત હોય છે. વૈજ્ઞાનિક સંશોધક સ્થિર, એકરૂપ, અપરિવર્તનશીલ ભૌતિક પદાર્થની તપાસ કરે છે ને એથી કાર્યકારણ પદ્ધતિ એ સાર્વત્રિક અને સમયનિરપેક્ષ સર્વસામાન્ય નિયમો સ્થાપી શકે છે. જયારે સાહિત્યસંશોધનના (અને અન્ય શાસ્ત્રોમાં પણ) વિષયરૂપ મૂળ પદાર્થ સાહિત્ય જીવંત, બહુરૂપ અને સંકુલ હોવાથી એનાં સર્વ પરિમાણોના સમયનિરપેક્ષ સર્વસામાન્ય અને સાર્વત્રિક નિયમો સ્થાપી શકાતા નથી...જોકે, પ્રક્રિયાઓમાં થોડી ભિન્નતા હોવા છતાં સાહિત્યસંશોધનમાં પણ અભિગમ, પદ્ધતિ અને શિસ્ત તો અનિવાર્યપણે વૈજ્ઞાનિક હોય. (પૃ. ૫૭૮, સાહિત્યકોશ–૩)

**સંદર્ભ ગ્રંથો**


1. મહેતા સી.વી. સંશોધનશાસ્ત્ર પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ
2. રાવ મહેન્દ્રકુમાર સામાજિક સંશોધન અખિલ હિન્દ પ્રકાશન, અમદાવાદ
3. ડૉ.વ્યાસ ચંપૂ સાહિત્ય સંશોધનની પદ્ધતિ યુનિર્વિસટી ગ્રંથનિર્માણ બોર્ડ, અમદાવાદ
4. डॉ. शर्मा विनय मोहन- शोद प्रविधि- नेशनल पब्लिशींग हाउस, दिल्ही.
5. Dr. Kumar Anil- Research Methodology- Logic and Techniques – Arya Publications, Delhi
6. ગુજરાતી સંજ્ઞાકોશ–૩ કોશ ગુજરાત સાહિત્ય પરિષદ


---


**ડૉ. હેતલ ઠક્કર, આસિ. પ્રોફેસર. સમાજશાસ્ત્ર વિભાગ, ગુજરાત આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ(સાંજની), અમદાવાદ–6**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 6, Continuous Issue 6, November - December 2011

## આ પુસ્તક તમે વાંચ્યું ?– ડો. નરેશ શુક્લ

1. **વિમર્શ (યુનિર્વિસટી સામયિક, પ્રથમ અંક)સં. રમણ સોની. પ્ર.ડો. બાબાસાહેબ આંબેડકર ઓપન યુનિર્વિસટી, અમદાવાદ, કુલ પાનાં– ૨૩૨, કિં.–૧૦૦/– કાચું પૂંઠું, ડેમી**

'કોઈપણ યુનિર્વિસટીની વિદ્યાકીય મુદ્રા એના સામયિકથી ઉપસે છે ને વ્યાપક વિદ્યાજગતને યુનિર્વિસટીની વિશિષ્ટ ઓળખ મળે છે.' – એમ કહીને પોતાના સંપાદકીય લેખની શરુઆત કરતાં રમણ સોનીની સંપાદનસૂઝ સુખ્યાત છે જ એમાં ઉમેરાઈ છે તત્કાલિન કુલપતિશ્રી અવધેશકુમાર સિંહની ઈચ્છાશક્તિ– પરિણામે ડો. બાબાસાહેબ ઓપન યુનિર્વિસટીના સામયિકનો આ પ્રથમ અંક સાહિત્ય, કળા અને માનવવિદ્યાઓ સાથે સંકળાયેલ સુજ્ઞજનો માટે સંભારણારુપ અંક બની રહે તેવો સમૃદ્ધ બન્યો છે.

આ અંકમાં કુલ ૧૪ લેખ સમામવવામાં આવ્યાં છે. સંપાદક રમણ સોની લખે છે 'સંસ્કૃતિ, સમાજ, ચિંતન, ભાષાવિજ્ઞાન, સાહિત્યશાસ્ત્ર, સંગીત, ચિત્રકળા એમ વિવિધ ક્ષેત્રો । વિષયોના ગુજરાતીમાં લખાયેલ નોંધપાત્ર બલકે ઉત્તમ લેખો વિવિધ ગ્રંથો–સામયિકોમાંથી એકત્ર કર્યા...વીતેલાં વર્ષોમાં પ્રસન્ન–પ્રભાવિત કરી જનારા લેખોમાંથી ફરી પસાર થવાનું થયું એ રોમાંચક અનુભવ બન્યો.' મુખ્યત્વે આ લેખો સાહિત્ય અને અન્ય કળાઓ, ભાષા, શિક્ષણવ્યવસ્થા, સંસ્કૃતિ, ઈતિહાસ, અને વિચારસરણીઓને સ્પર્શે છે. ગુજરાતના ખુબ જાણીતા–નીવડેલાં સાહિત્યકારો, વિચારકોના આ લેખો આવનારી પેઢીઓને સંશોધન માટે ઉશ્કેરે, માર્ગદર્શન આપે અને સંશોધનપત્રો કેવા હોઈ શકે તેનો આદર્શ પૂરો પાડે તેવા આ લેખો હમેશાં દીવાદાંડીરૂપ બની રહે તેવા છે. ઉમાશંકર જોશી જે રીતે મહાભારતમાં માનવતા ક્યાં ને કેવી રીતે આલેખાઈ છે તેની ઝીણવટભેર, તર્કબદ્ધ અને મૂળ રચનાને ધ્યાનમાં રાખીને વિવેચના કરી છે અદભુત છે. મહાભારતના કોઈપણ પાત્રની શેહશરમમાં આવ્યા વિનાનું તાટસ્થ્ય, રચનાકાર વ્યાસના મૂળ વ્યાપ્ત દ્દષ્ટિકોણને સમજવાની એમની લગન આ લેખને ભવ્ય બનાવે છે. અન્ય વિદ્વાનોએ મહાભારતના અર્થઘટન કર્યા છે તેમાં ક્યાં કેટલી સચ્ચાઈ અને ક્યાં તર્કદોષ છે એ ચીંધવાની એમની શૈલી અભ્યાસીઓ માટે માર્ગદર્શક બની રહે તેવી છે. છેલ્લે ટૂંકમાં એ કહે 'કલાર્નિિમત સરોવર જેવું એમનું કાવ્ય નથી. મહાભારત તો છે વહેતા પાણી, યુગેયુગના આ માન્યવ્યપ્રવાહના.'

'સંસ્કૃતની પ્રસ્તુતતા' (હરિવલ્લભ ભાયાણી), ' વિદ્યાપીઠોઃ સમસ્યાઓ અને માર્ગો' (સુરેશ જોષી) આ બંને લેખો આજના સૌ શિક્ષણનીતિઓ ઘડનારાંઓએ ખાસ વાંચવા જેવા છે. આજે જે રીતની હાલત ગુજરાતી, હિન્દી, સંસ્કૃત જેવી ભાષાઓની થઈ છે, કે કરવામાં આવી રહી છે તે સમયે આ લેખો ખાસ ઉપયોગી નીવડે તેવા છે. વર્તમાન વ્યવસ્થાઓથી ભવિષ્યમાં કેટલું નુકશાન જવાનું છે તેનો અંદાજ મેળવવો એ આજના સૌ શિક્ષણપ્રેમીઓ, સમાજચિંતકોની ફરજ છે– આ લેખો એ રીતે હંમેશા અસરકારક રહે તેવા છે.

પ્રમોદ્કુમાર પટેલે અન્ય વિદ્ધાનોના બે અર્થઘટનોને પોતાના લેખનો આધાર બનાવી ભારતીય રસસિદ્ધાંતની સમીક્ષા કરી છે. તે જ રીતે ‘ધર્મ, વિજ્ઞાન અને કવિતા’ નામના નિરંજન ભગતના લેખમાં જે રસાળ શૈલીમાં ત્રણેય અલગ લાગતાં છતાં સતત એકબીજાને વશર્વિત ચાલેલા ‘ધર્મ’, ‘વિજ્ઞાન’ અને ‘કવિતા’ને બહુ ર્મામિક રીતે, તર્કબદ્ધ, વ્યાપક ફલક પર અને વિસ્તૃત રીતે વિચારાયા છે તે અનન્ય છે.

આધુનિકતાવાદનો હ્રાસકાળ અને અનુઆધુનિકતાવાદનો ઉદય(ચંદ્રકાન્ત ટોપીવાળા), રમણિયતાનો પૂર્વસંદર્ભ(સિતાંશુ યશશ્ચંદ્ર), ભાષાનિષ્ઠ ફિલસુફી (કશ્યપ મંકોડી), વિજ્ઞાનોનું વિવેચન અને વિવેચનનું વિજ્ઞાન (મધુસૂદન બક્ષી), ભારતીય દૃશ્યકળા પરંપરા (ગુલામ મોહંમદ શેખ) આગિયો અને સ્વર્ણભ્રમર (મધુસૂદન ઢાંકી), અનુઆધુનિકતાવાદ, ઉત્તર સંસ્થાનવાદ અને ભારત (અવધેશકુમાર સિંહ) જેવા લેખો સાહિત્ય અને અન્ય કળા, ઈતિહાસ અને ભાષાને જાણવા સમજવામાં રસ ધરાવનારાં માટે અત્યંત ઉપયોગી છે એ વાત આ લેખો અગાઉ પણ સિદ્ધ કરી ચૂક્યા છે. ઈતિહાસના જાણીતા વિદ્વાન શ્રી મકરંદ મહેતાનો લેખ ‘સાહિત્ય, સામાજિક શાસ્ત્રો અને ઈતિહાસ’ બદલાતા વહેણ સાથે ઈતિહાસને જોવાની દ્દષ્ટિમાં આવેલા બદલાવને આલેખવા સાથે સાહિત્ય કઇ રીતે ઈતિહાસની સામગ્રી સચોટરૂપે બની શકે તેની વાત કરે છે. ઈતિહાસ આલેખવાની નવી પદ્ધતિઓ, એ આલેખવા માટેની નવી સજજતા વિશે વિચારણા કરતો લેખ આજ–કાલ વિષય તરીકે ઈતિહાસનું મહત્વ ઘટી રહ્યું છે ત્યારે ખાસ વાંચવા જેવો લેખ બની રહ્યો છે.

આવું સરસ, સમૃદ્ધ સંપાદન પ્રકાશિત કરવા બદલ યુનિર્વિસટીને અભિનંદન આપવાની સહજ ઇચ્છા થાય. આ પરંપરા મજબૂત રીતે આગળ વધે એવી શુભેચ્છા.

**2. ગિલ્લુ ખિસકોલી અને બીજી વાતો (બાળવાર્તાઓ) સુધા ભટ્ટ અમીશ્રી, સ્વયં પ્રકાશિત, ૧૮–૧૮૨, વિદ્યાનગર, અમદાવાદ–૧૫, કુલ પાનાં–૧૬૮, કિંમત–૭૫.૦૦ રૂ., કાચું પુઠું, ક્રાઉન**

સુધાબેન ભટ્ટ ‘અમીશ્રી’, દ્ધારા પ્રકાશિત કરાયેલો વાર્તાસંગ્રહ– ‘ગિલ્લુ ખિસકોલી અને બીજી વાતો’ એની બે–એક લાક્ષણિકતાઓના કારણે અહીં નોંધ લેવા મજબુર કરે છે. એક તો છે એની શૈલી. બીજું છે લેખિકાને વાર્તાની આગવી સૂઝ.

આ બંને બાબતે સુધાબેન અલગ પડે છે. શૈલીમાં જયારે કહું છું કે સાદગી અને સરળતા છે– ત્યારે મેં કરેલ આ શબ્દ પ્રયોગ પણ અલગ સ્વરુપે કરી રહ્યો છું એ સ્પષ્ટ કરવું છે. આમ તો બાળવાર્તાની પરંપરા તપાસીએ તો એમાં પદ્યલયના ટૂકડાઓ, બાળકોને આકર્ષતા આવર્તનો આદિ હોવાના. એ અહીં નથી. અહીં બોલચાલની ભાષા છે. આજના બાળકો રોજે રોજ જે બોલે છે, આસપાસ જે બની રહ્યું છે એ જ ઘટનાઓ વાર્તારૂપે અહીં આલેખાઇ છે. બોલચાલીની ભાષામાં અંગ્રેજી શબ્દો, બોલી પ્રયોગો, બાળકો સાથેના વ્યવહારમાં થતાં વહાલસૂચક શબ્દો અહીં સહજ રીતે આલેખાયા છે. બીજી જે લાક્ષણિકતા તે– એક રીતે વાર્તા સ્વરુપની દ્દષ્ટિએ તો આ વાર્તામાં કશું જ હાથ ન લાગે. ઘણું કરીને અનિવાર્ય એવી સંઘર્ષની સ્થિતિ પણ ભાગ્યે જ કોઇ વાર્તામાં ઊભી કરવામાં આવી છે. ગાયને રોટલી નાંખવી, તોફાને ચડેલા વાંદરાઓની ટોળી સોસાયટીમાં આવી જવી, પાલતુ પ્રાણીઓ સાથેનો વ્યવહાર, જીવ–જંતુઓ, પક્ષીઓ, આસપાસના વૃક્ષો– આ બધું વાર્તાઓમાં આલેખાયું છે. વાત નવી નથી, નવી રીતે કહેવાઇ છે. કહેવાયું છે એ પણ નવું નથી, રોજિંદા જીવનમાં બાળકોને આપણે જે સલાહ–સૂચન આપતાં હોઇએ છીએ તે જ સલાહ–સૂચનો અહીં વાર્તામાં વણી લેવાયા છે. વાર્તા પૂરી થાય ત્યાં સુધી વાર્તામાં ખાસ કશું બનતું ન જણાય એવું ઘણી જગ્યાએ બન્યું છે, એટલે થોડા મોટા બાળકોને ઓછો રસ પડે પણ પાંચ–સાત વર્ષ સુધીના બાળકોને ભાષા(ઓ) મજબૂત કરવા, સંદર્ભો મજબૂત કરવા, આસપાસનું વાતાવરણ, વૃક્ષો, પક્ષીઓ, પ્રાણીઓ, માણસો ને માણસોની કેટલીક લાક્ષણિકતાઓ આ વાર્તાઓમાંથી મળી રહે.

સાત–આઠ વર્ષની વયે બાળકો બહુ જ કુતૂહલ ધરાવતાં હોય છે, એમાં પણ જો એને વાર્તા સાંભળવાની, પ્રશ્નો પૂછવાની સારી ટેવ પડી ગઇ હોય તો તો આ વાર્તા એને મજો મજો કરાવી દે.. વળી એની મમ્મી પપ્પા માટે પણ આ વાર્તાઓ મોટો ખજાનો પુરવાર થાય. રોજના જીવનમાંથી કઇ રીતે વાર્તા સર્જી શકાય ? કોઇ પણ વાર્તા સર્જી શકે ! – એવો હુન્નર શીખવી દે તેવી વાર્તાઓ સુધાબેને અહીં આલેખી છે.

આ વાર્તાઓમાં બોધનો ભાર વધું લાગે, કદાચ એ જરૂરી પણ લાગે તે હોવા છતાં વાર્તામાં રસ પડે છે, કેમ કે એમાં બાળકોના કુતૂહલને સંતોષે એવી, બાળકોને મજા પડે એવા પાત્રો, પ્રસંગો વણી લેવામાં આવ્યાં છે. ખાસ તો બાળકની સમજ વ્યાપક થાય, મૂલ્યોનું સિંચન થાય, સારી અને ખરાબ ટેવોનો પરિચય મળી રહે તે માટે પણ આ વાર્તાઓ ખાસ્સી ઉપયોગી થાય તેમ છે. આ સંગ્રહમાં ત્રણ સમીક્ષકોના અભિપ્રાય પણ સામેલ કરવામાં આવ્યાં છે. એ વાંચી જવા જોઇએ.

3. **રંગશીર્ષ (નાટ્યવિવેચન,આસ્વાદ) પ્રથમ આવૃત્તિ–૨૦૦૯. લે.ડો. મહેશ ચંપકલાલ. પ્ર.સ્વયં પ્રકાશિત, ગોકુળ ૬૧, વૃંદાવન હાઉસિંગ સ્કીમ, આયુર્વેદિક કોલેજ રોડ, પાણી દરવાજા બહાર, વડોદરા–૩૯૦૦૧૯, વિતરક– પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ ઝવેરીવાડ, રિલિફ રોડ, અમદાવાદ–૧, કુલ પાનાં–૧૮૩, પાકું પૂંઠું, ડેમી**

મહેશ ચંપકલાલ આપણાં અગ્રણી નાટ્યમરમી અને વિવેચક. સાહિત્ય અકાદમી, ગાંધીનગર અને દિલ્હી દ્બારા એમના એકાધિક વિવેચન ગ્રંથો, અનુવાદોને પુરસ્કૃત કરવામાં આવ્યાં છે.ગુજરાતી જ નહીં દેશ અને વિશ્વની રંગભૂમિની સતત ચિંતા કરનારાં, તેનાથી સતત અવગત રહેનારાં અને સતત સંકળાઇ રહેનારાં મહેશભાઇએ એમના આ વિવેચન ગ્રંથમાં અભ્યાસલેખો, આસ્વાદ અને અવલોકન લેખો સમાવ્યાં છે. આ પુસ્તક નાટ્યચર્ચા અને રંગચર્ચા નામે બે વિભાગમાં વહેંચાયેલું છે.

નાટ્યચર્ચામાં કુલ ૧૨ લેખો છે. એમાંથી સોફોક્લિસ કૃત 'રાજા ઈડિપસ', 'પિન્ટરના નાટકોમાં ભાષાકર્મ' અને 'મુદ્રારાક્ષસ–અૈતિહાસિક ક્રાન્તિનું વિરલ રૂપક' નામના સંશોધન લેખો કોઈપણ નાટ્ય રસિક માટે અત્યંત ઉપયોગી નીવડે તેવા છે. એકદમ ઠરેલ રીતે કરાયેલ આ સંશોધન–વિવેચન અભ્યાસીઓ માટે ઉપયોગી નીવડે. એમણે નાટકના કથાનકને તે સમયસંદર્ભ સાથે, સમગ્ર માનવજાતના નિદાનરૂપે, એ કૃતિના સામાજિક સંદર્ભો, એ પ્રજાની સામુહિક લાક્ષણિકતાઓ અને નાટ્યકૃતિની સંયોજનાની દૃષ્ટિએ એમ વિવિધ પરિમાણો સાથે તપાસીને સ્પષ્ટ એવા તારણો આપ્યા છે. શૈલી સરળ અને સહેજપણ સંદિગ્ધ થવા દીધા વિના સરેરાશ વાચકને આસ્વાદરૂપે અનુભવાય, અભ્યાસીઓ માટે એ નીચોડસુધી પહોંચનાર વિશ્લેષક તરીકે અનુભાય એ પ્રકારના આ લેખો છે. એમનું એક તારણ જોઇએ– 'અહીં કેવળ ભાગ્યવિપર્યય નથી કથાવસ્તુ, નાયકની જેમ આ બધા કલ્પનો ૈદ્બટ્ઠખ્તીજનો પણ વિપર્યય થાય છે. શિકારીના હાથમાં આવે છે. શિકારીના હાથમાં આવે છે, સ્વયં પોતાને ત્રસ્ત કરી મુકે એવો ભયંકર શિકાર, સાગરખેડૂ જેની કલ્પનામાત્રથી ધ્રુજી જવાય એવા બંદરે પોતાનું જહાજ નાંગરે છે– "પિતા અને પુત્ર એક જ બંદરે નાંગર્યા " –કોરસની આ ઉક્તિ સૂચક છે.– હળ ખેડનારો, પોતાને જ ગ્રસી જાય એવી ફસલ ઉગાડે છે. ગુન્હાશોધક પોતાને જ ગુનેગાર અને ફાંસીએ ચઢાવનાર ન્યાયાધીશ તરીકે શોધી કાઢે છે. આ બધાં એક જ માનવના રૂપો છે. ગણકને ખબર પડે છે, પોતે જ સમીકરણ છે ને પોતે જ એનો ઉકેલ. ચિકિત્સકને ખબર પડે છે, જે રોગનો ઇલાજ પોતે શોધી રહ્યો છે એ રોગ તો એ પોતે જ છે. આમ, 'ટ્રેજિક નાયક'નું પતન એ પાંચમી સદીના માનવનું પતન બની રહે છે. તેની સઘળી બૌદ્ધિક પ્રતિભા અને પ્રચંડ ઉર્જા તેને એના મૂળભૂત અજ્ઞાન તરફ દોડી જાય – પોતાને અપિમેય માનનારો પોતે કેવો પરિમિત છે.. કેવો વામણો છે.'

મુદ્રારાક્ષસ નાટક વિશેનો એમનો લેખ સ–રસ છે. બુદ્ધિનો જ શસ્ત્ર તરીકે ઉપયોગ કરતાં બે મહાન અમાત્યો કૌટિલ્ય અને રાક્ષસની તીવ્ર બુદ્ધિમત્તા, બંનેની સ્વામિભક્તિ અને રાજકિય આટાપાટાઓની

ગૂંથણી કરવામાં વિશાખાદત્તે જે કમાલ કરી છે એનું વિવેચન, વિશ્લેષણ અહીં મળે છે. ચાણક્ય કઇ રીતે અહિંસક ક્રાન્તિ કરવામાં સફળ થાય છે, તત્કાલીની રાજનીતિ, ગુપ્તચરોનું આખું તંત્ર, રાજકીય આટાપાટા અને એ પરત્વે પ્રજામાનસ આદિનું આલેખન કેટલી કુશળતાથી કરવામાં આવ્યું છે – તે ચીંધી બતાવી લેખકની સર્જકશક્તિ ઉપસાવી આપી છે. તો એ જ રીતે પિન્ટરના નાટકોમાં ભાષા કેવી પ્રબળ રીતે આલેખાઇને નાટ્યને ઉત્તમ કક્ષાએ લઇ જવામાં ભાગ ભજવે છે તે સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે. શ્રી કે.કા.શાસ્ત્રીજીના નામથી ભાગ્યે જ અજાણ એવી ગુજરાતી પ્રજા સામે કે.કા.શાસ્ત્રીજીની નાટ્ય સર્જનની પ્રવૃત્તિને ફરીથી પ્રકાશમાં લાવવા માટેનો પ્રયાસ મહેશ ચંપકલાલે કર્યો છે. એમાં એમણે પોતાનું તાટસ્થ્ય ગુમાવ્યું નથી. એમના નાટકોની વિશેષતાઓ દર્શાવી આપ્યા પછી એ કેમ વધું ચાલ્યા નહીં – તે માટે જવાબદાર મર્યાદાઓ સ્પષ્ટ પણે ચીંધી આપી છે.

આ ઉપરાન્ત મહેન્દ્ર દેસાઇની રૂપાન્તરકૃતિઓમાં દાખવેલી સર્જનાત્મકતાને એમના દીર્ઘ લેખમાં ઉપસાવવાનો પ્રયાસ કર્યો છે. તો સાત જેટલા વિવિધ પુસ્તકોના અવલોકન લેખ આ વિભાગમાં સમાવવામાં આવ્યાં છે.

બીજા વિભાગમાં રંગ ચર્ચા કરતાં લેખો છે. એમાં એમણે અભિનય કરવામાં ફિલ્મનું માધ્યમ, માઇક સામે માત્ર અવાજથી અભિનય અને પ્રેક્ષકો સામે નાટ્યમંચ પર થતાં અભિનયમાં કેવો તફાવત છે. માધ્યમ બદલાય એટલે અભિનેતા સામે અભિનય કરવામાં કેવા પડકારો આવતા હોય છે તેની છણાવટ કરી છે. તો યુનિર્વિસટીઓમાં ચાલતા યુવકમહોત્સવોમાં અત્યંત પ્રભાવી થઇ રહેલા એકપાત્રી અભિનય, માઇમ અને સ્કિટના સ્વરૂપની લાક્ષણિકતાઓ સમજાવીને વિદ્યાર્થીઓ, અને એ કૃતિઓ તૈયાર કરતાં અધ્યાપકોને એમાં રહેલી શક્યતાઓ ચીંધી આપવાનું કાર્ય મહેશભાઇએ સરસ રીતે કરી આપ્યું છે. ઉપરાન્ત આ વિભાગમાં સમાવાયેલા ચાર અવલોકનો ખાસ જોવા જેવા છે. એમાં અભિનયના જનક દવેના બે પાઠ્યપુસ્તકો વિશેની નોંધ, નાટ્યશિબિરોમાં જે અનુભવો થયા છે તેની ધીરુભાઇ ઠાકરના પુસ્તક સંદર્ભે નોંધ અને સંવાદ કોલમમાં એમણે નાટક કોનું ? લેખકનું, દિગ્દર્શકનું, અભિનેતાનું કે પછી પ્રેક્ષકનું ?– તે મતલબના સવાલો લેખકો, વિવેચકો, દિગ્દર્શકો, અભિનેતાઓને પૂછીને એમના અભિપ્રાય પુછેલા. તેનું સરવૈયું અહીં આપ્યું છે. ચિત્તમાં ભજવાતાં નાટકો, રંગમંચને જ નજરમાં રાખીને લખાયેલા નાટકો, અન્ય સ્વરૂપોમાં સંવેદનશીલ રચનાઓ સર્જાઇ હોય તેના નાટ્ય રૂપાન્તરો– આ બધામાં શું સ્વીકાર્ય ? એ વિશે કોના શું મત છે – તે મુકી આપી પોતાનો સર્વશ્લેષી અભિપ્રાય આપવાનું ટાળતા મહેશભાઇ એક અભિનેતા તરીકે જ મત આપતા લખે છે– નટ તરીકેનું તાટસ્થ્ય જાળવી, પાત્રમાં જાતને ઢાળી દેવાનો સંનિષ્ઠ પ્રયાસ કરવામાં આવે તો તેનાથી કોઇપણ પાત્ર જીવન્ત અને પ્રતીતિકર બને છે અને તેનાથી પ્રેક્ષક આપોઆપ રીઝે છે, અનુભૂતિની સચ્ચાઇ અને અભિવ્યક્તિની સફાઇ એ જ એમને મન નટની સાચી મૂડી છે.

નાટ્ય રસિયાઓ, વિદ્યાર્થીઓ અને આ ક્ષેત્રમાં સંશોધન કરી રહેલ સૌ માટે આ પુસ્તક ઉપયોગી નીવડે તેવું છે.

4. **વાર્તાપચીસી (વાર્તાસંગ્રહ) રમેશ શાહ, પ્ર. રન્નાદે પ્રકાશન, ૫૮–૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦૦૦૧. કુલ પાનાં–૧૧૦, કિંમત–૭૫.૦૦ રૂ., પાકું પૂઠું, ક્રાઉન**

સંખ્યાની રીતે ઓછી પણ નોંખી તરી આવતી વાર્તાઓ લખતાં રમેશ શાહની રચનાઓથી સાહિત્યના અભ્યાસી વાચકો અજાણ નથી. 'અચલ' નામનો વાર્તાસંગ્રહ ૧૯૯૪માં આપ્યા પછી એ સંગ્રહમાં નવી પાંચ વાર્તાઓ ઉમેરીને 'વાર્તાપચીસી' નામે સંગ્રહ પ્રકાશિત કરી રહ્યાં છે. આ વાર્તાઓ નિમિત્તે સતીશ વ્યાસે આધુનિક ગાળાની વાર્તાઓ વિશે માર્િમક ટકોર કરી છે એ જોઇએ પછી વાર્તાઓ વિશે..

મધુકુલ રીત સદા ચલી આઇ

કથ્ય જાઇ, પર કથન ન જાઇ.

મધુરાય અને એમની શૈલીના પ્રભાવે લખતાં અનેક આધુનિક ગાળાના વાર્તાકારોની વાર્તાઓની લાક્ષણિકતા તેમજ મર્યાદા સતીશભાઇએ હળવી રીતે ચીંધી આપી છે એ મુજબ આ વાર્તાઓમાં વિષયોનું વૈવિધ્ય ઓછું છે. વાસ્તવની નજીક તો બે કે ત્રણ વાર્તાઓમાં જ જતાં જણાય છે. એનો અર્થ એ નથી કે વાસ્તવવિહિન કથાનકો પર આ વાર્તાઓ રચાઇ છે. અહીં વાસ્તવ સાવ જૂદા જ રૂપે આવે છે. ચૈતસિક વાસ્તવ આલેખવાનું વલણ છે, અહીં મનોભૂમિ કેન્દ્રમાં છે. ચિત્તમાં ચાલતી વિવિધ રમણાઓને આલેખવી અને ખાસ તો માધ્યમ એવી ભાષાની શક્યતાઓને તાગવાની મથામણ કરવી એ આ વાર્તાકારનો વિશેષ છે.

'બાળ લીલા', 'માય ફેર લેડી', 'નરવાનર', 'આ ઊંચાઇ અધધ વસમી..' !, 'ઝંઝટ કે બગાસુ' જેવી વાર્તામાં વાસ્તવ સાથે સીધું સન્ધાન હોવા સાથે એમાં સ્વયંપર્યાપ્ત એવું કૃતિ વિશ્વ રચાતું અનુભવાય છે. આ પચ્ચીસ વાર્તાઓ ખરા અર્થમાં ટૂંકી છે. ચાર–પાંચ પાનાંઓના સિમિત વ્યાપમાં આલેખાચેલી વાર્તામાં લાઘવની ચૂસ્તતા અનુભવાય છે.

'સ્વપ્નલીલા' જેવી રચનાઓમાં  ટૂંકી વાર્તામાં અનિવાર્ય એવું સઘન રસવિશ્વ દરેક કૃતિમાં રચાતું નથી. જેમકે, 'સ્વપ્નલીલા' વાંચતી વખતે મજા પડે છે, અમથાભગતનું અલગારીપણું – વેપારી છે પણ સાવ અનોખો, વેપારમાં એટલો ચોખ્ખો કે સ્વપ્નમાં પણ કોઇ સાથે આર્થિક વ્યવહાર થયો હોય તો વાસ્તવમાં આવ્યાં પછી પણ એ વ્યવહાર પૂરો તો કરે જ ! આમ વાત મજાની છે પણ વાર્તાકાર એમાં સતત હાજર રહે છે, પાત્ર સ્વતંત્ર નથી એ સ્વભાવિક જ અનુભવાય છે. અમથાલાલની 'સુખની આરપાર'માં વર્તમાન સમયે વ્યાપ્ત એવા ભ્રષ્ટ વહિવટી તંત્ર, સામાજિક વ્યવસ્થા અચાનક જ બદલાઇને એકદમ આદર્શ અવસ્થા જન્મી આવ્યા પછીની સ્થિતી કલ્પવામાં આવી છે–અન્તે એનો ફિયાસ્કો વાર્તાને નાવિન્ય જરૂર બક્ષે છે પણ વાર્તા સાથે એકાકાર થવાતું નથી. 'આસોપાલવ વૃક્ષોપનિષદ' 'હાથ' 'મિ. દવે, શું કરશો હવે ?' જેવી વાર્તાઓ વાંચતી વેળાએ મધુરાયની હરિયાકથાઓ ચિત્તમાં સ્વભાવિક જ ઉપસી આવે છે.

'અચલ', 'કપલ્સ', 'કશું જ નહિ', 'અ' એટલે 'ક', 'ચલો એક વાત કહું', '૯૦૧ જનું સ્ટોપેજ', 'ગગનઘર', 'અકસ્માત'– જેવી વાર્તામાં લેખકે વિવિધ વૈચારિક શક્યતાઓને ભાષાની દિશાએથી આલેખવાના પ્રયોગ કર્યા છે. ભાષા અહીં કેન્દ્રમાં રહે છે, એના પ્રવાહમાં વિચારોના ટૂકડાઓ તણાતાં તણાંતા કંઇક ભાત રચાય એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રયોગદષ્ટિએ આનંદ આપે પણ ચિત્ત પર લાંબી છાપ ન છોડે એવી આ વાર્તાઓ વાંચતી વેળાએ કશીક નવી અનુભૂતિ કરાવે તેવી છે.

---

**ડો. નરેશ શુક્લ, ૫૩– એ, હરિનગર સોસાયટી, મુ.પો.વાવોલ, જિ. ગાંધીનગર પીન–૩૮૨૦૧૬ ફોન નંબર–૯૪૨૮૦ ૪૯૨૩૫**